# આહુતિ

[ દ્વિઅંકી સામાજિક નાટિકા ]

—ભાઈલાલભાઈ હુ. પટેલ

મૂકું છું પાંખડી આ !

સુરભિસુમનપુંજે સ્થાન લાધો ન લાધો !

મારી આ આંખડીમાં,

પ્રિયલગનીતણાં ચેન કિન્તુ સદા હો !




રંગમંદિર—સાહિત્ય પ્રકાશન સંઘ
આણંદ

રંગમંદિર–કાર્યાલય

મોટાતળાવ 'ચોપાટો'

આણંદ



રશ્મિ, મતાદાર મહોલ્લો

મહુધા (જિ. ખેડા)





પ્રથમ સંસ્કરણ — પોષ
પ્રત – ૧૦૦૦ — ૧૯૯૯



સવા રૂપિયો



પ્રકાશક :
ભાઈલાલભાઈ હાથીભાઈ પટેલ
છોટુભાઈ મૂળજીભાઈ પટેલ
રંગમંદિર–સાહિત્ય પ્રકાશન
સંઘ, આણંદ.

મુદ્રક :
ગોરધનભાઈ મૂળજીભાઈ પટેલ
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ,
આણંદ.

## રંગમંદિર ગ્રંથાવલિ

પાંખડી પહેલી

છે એનું સર્વસ્વ આ,
જેની નેત્રપલ્લવીએ
પાયાં છે પ્રેરણાનાં મધુ;
શબ્દાવલિએ જેહની
રેલતી રમ્યતા હું સ્મરી
ધન્યતા આજેય શી !
પામું છું, એહને
અમારા સહયોગનું સર્જન
અર્પું છું આર્દ્ર નેને.



## • • • • રંગમંદિર • • • •

### સદસ્યવૃંદ

★

શ્રી. છોટુભાઇ મૂ. પટેલ (બી. એ.)

શ્રી. ભાઇલાલભાઇ હા. પટેલ (મંત્રી)

શ્રીમતી લીલાવતી કાન્તિલાલ ઠાકર

શ્રી. રાધાકૃષ્ણ મણીલાલ પરીખ (બી. એ.)

શ્રી. મનુભાઇ સોમેશ્વર દેસાઇ (એલએલ. બી.)

શ્રી. અંબાલાલ સોમાભાઇ પટેલ (બી. એ.)

શ્રી. કાન્તિલાલ મોહનલાલ શાહ (બી. કોમ.)

શ્રી. દ્વારકાદાસ ભૂલાભાઇ પટેલ (બી. એસસી.)

શ્રી. શંકરલાલ છગનભાઇ પટેલ



 

# કહેવા જેવું

પ્રસ્તુત નાટિકાની સૂક્ષ્મ છણાવટ કરી આપણા સમર્થ વિવેચકોની હરોળમાં બેસી શકવાનું ઘમંડ દાખવવાની ધૃષ્ટતા તો હું નહિ જ કરી શકું. હું તો એનું ઉપરછલ્લું વિહંગાવલોકન કરી શકીશ. મારે જે કાંઈ કહેવા જેવું છે તે સાહિત્યમાં ઊંડું અવગાહન કરી શકે એવા સમર્થ સાહિત્યકારો માટે નથી; એમને એની જરૂર પણ શી? હું જે કાંઈ કહીશ તે સામાન્ય વાચક વર્ગ માટે જ છે. હું તો વધારે પડતો રસદર્શી છું. હું માનું છું કે માનવદૃષ્ટિમાં ગુણદર્શન કરતાં દોષદર્શનનું પ્રાબલ્ય વધુ હોય છે. અનેક ગુણમાં છુપાઈ રહેલા વિરલ દોષો જ કોણ જાણે શાથી, પણ માનવીની દૃષ્ટિએ વહેલા ચઢે છે; પરિણામે ઘણીવાર એ દોષદર્શનનું આવરણ એવું ઘેરું બની જાય છે કે એના પ્રભાવથી માનવી ગુણદર્શનની દૃષ્ટિ જ ગુમાવી બેસે છે. આથી મેં તો આ પ્રસ્તાવમાં બહુધા ગુણદર્શન કર્યું છે, અને દોષદર્શનમાં તો માત્ર અંગુલિનિર્દેશ જ કર્યો છે, જે વાચક કરતાં લેખકને જ જાણવો વધારે જરૂરી છે.

સાહિત્યનાં વિવિધ અંગોમાં નાટિકા એક એવું મૂર્ત અને જીવંત કલાસર્જન છે, જેમાં સૂક્ષ્મ મનોવિશ્લેષણ, સંવાદો અને ભાવદર્શનો દ્વારા નાટકકાર વાચકને એક અલૌકિક રસસૃષ્ટિમાં પહોંચાડી દે છે. આવી નાટિકાઓમાં જો તખ્તાલાયકી હોય તો એનું મહત્ત્વ ખૂબ જ વધી જાય છે. પ્રસ્તુત નાટિકા 'આહુતિ' એક એવી જ હાનું તખ્તાલાયકી ધરાવતું સર્જન છે. કદાચ એમાં પ્રૌઢિનું પ્રાચુર્ય નહિ હોય! તેથી એ છેક જ પાંગળું છે, એમ તો ન જ કહી શકાય. આ ટૂંકી નાટિકામાં અત્યારની આપણી અનેક સામાજિક તેમ જ રાજકીય સમસ્યાઓને છેડવાનો શક્ય પ્રયાસ થયો છે. આમ પ્રસંગોનો શંભુમેળો હોવા છતાંય એની રજૂઆત અને છણાવટમાં ક્યાંય કૃત્રિમતા દેખાતી નથી. એક પ્રશ્નમાંથી બીજો પ્રશ્ન સ્વયંસ્ફુટિત

થતો જાય છે; અને એ રીતેજ વસ્તુ વિકાસમાં પ્રવાહિતા જળવાઇ રહે છે. સંવાદોની ભાષા પાત્રોચિત છે. એમાં પદલાલિત્ય છે, ઝમક છે. કેટલીક પંક્તિઓ પ્રથમ વાંચને જ કંઠસ્થ થઇ જાય તેવી તળપદી અને સુવાચ્ય છે. અત્યાર સુધીમાં પ્રગટ થએલાં દૃશ્ય-શ્રાવ્ય નાટક-નાટિકાઓની તુલનામાં આ નાટિકાની શૈલી કદાચ નિરાલી છે ! આજની ધંધાદારી નાટક મંડળીઓનાં નાટકો, અને નવી ઢબનાં આપણા સાહિત્યકારોએ રચેલાં નાટકો, એ ઉભયનાં તત્ત્વોના સંમિશ્રણમાંથી લેખકે પોતાની શૈલી સર્જી હોય એમ લાગે છે.

આ નાટિકાનાં પાત્રો પોતપોતાની સૃષ્ટિના પ્રતિનિધિ જેવાં આપણી સમક્ષ રજૂ થાય છે. સૌનું પોતપોતાનું નિરાળું વ્યક્તિત્વ છે. સંસારમાં ડગલે ને પગલે દેખાતાં માનસવૈચિત્ર્ય, કરુણા અને વ્યથાનું આ પાત્રો દ્વારા સચોટ રીતે સ્ફુરણ કરાવી લેખકે આ નાટિકાના સાદા અને લોકદૃષ્ટિએ ક્ષુલ્લક જણાતા જીવનવ્યવહારોને ખૂબજ હૃદયસ્પર્શી બનાવ્યા છે. રમાકાન્ત જેવો શ્રીમંત સંપત્તિનું અભિમાન છોડી સ્વેચ્છાએ સેવા અને ત્યાગનો મંત્ર સ્વીકારી પોતાના શત્રુ માટે પ્રાણની આહુતિ આપે છે. સમાજની વેદી આવી અસંખ્ય આહુતિઓ માગી રહી છે. "એક શુદ્ધાત્માની સાચી આહુતિ કદી વ્યર્થ જવા સરજાઇ નથી." નાટિકાની આ એક વિચારકંડિકા ઉપર્યુક્ત ભાવનાના સમર્થન માટે બસ છે. કિસાન જીવનની એક ઉજ્જવળ ઝલક દર્શાવતી જેસંગની આહુતિ પણ આપણા કૃષિકોને એક અમૂલ્ય બોધપાઠ આપે છે. કિસાનો દેશ માટે શું કરી શકે એનો પણ એમાં સંકેત છે. સ્નેહલતા આ નાટિકાનું એક પ્રભાવંતુ પાત્ર છે. આપણા સમાજની પ્રતિભાશાળી કુમારિકાઓમાંની એકનું એ જાજ્વલ્યમાન દૃષ્ટાંત છે. એનો સેવાભાવ, એની સંસ્કારિતા, ભાવના અને ત્યાગ અવર્ણનીય છે. આપણા સમાજને સ્નેહલતા જેવી કર્તવ્યપરાયણ કુમારીઓની જરૂર છે, ગીતા જેવી કલહવાંછુ, સંકુચિત અને વેવલી સ્ત્રીઓની નહિ ! ગૌરી જેવી ગ્રામ્યકન્યામાં પ કેટલી આત્મીયતા,

સહૃદયતા અને કોમળતાનાં દર્શન થાય છે! દીનબંધુ તો કદાચ આ નાટિકાનું નાક છે. એનું જીવન ત્યાગ અને તપશ્ચર્યાથી અંકિત માનવ-જીવનનો એક ઉજ્જવળ સફો છે, એ વાંચક સહેજે સમજી શકશે. ગરીબાઇમાં એને અમૃત લાધે છે, શ્રમ અને સાધનામાં એને મુક્તિનાં ગાન સંભળાય છે. દુઃખ એજ એનો જીવનરસ છે નિરંજન આ નાટિકાનું ન સમજાય એવું વિચિત્ર પાત્ર છે. કયાંક એ નારદ જેવો નટખટ, કયાંક સ્વાર્થ-સાધુ, તો કયાંક પ્રખર સમાજશાસ્ત્રી જેવો દેખાય છે. એનાં કેટલાંક વાગ્બાણો કારમાં, મર્મભેદક, અને કૌશલ્યભર્યાં લાગે છે. હરિદાસ અને કુલીન આપણા કુટિલ, દંભી અને દ્વેષી કુળવાનોની સૃષ્ટિના પ્રતિનિધિ જેવા નજર સમક્ષ રજૂ થાય છે. કુલીનનું સ્વચ્છંદી અને વિલાસી જીવન, એનો સુરાપ્રેમ, એની સૌંદર્યતૃષા અને વિષયલાલસા કેવાં કેવાં કુટિલ અને કમકમાટી ઉપજાવે તેવાં કાર્યો આદરે છે! વાંચકના હૃદયની આસપાસ એ એવું ઘેરૂં અને બિહામણું વાતાવરણ સરજે છે કે જે એને સમાજની આ ગોઝારી કુળવાનશાહી ઉપર શાપવર્ષા કરવાની ઉત્તેજના આપે છે. પરંતુ માનવજીવનની અનેકવિધ આહુતિઓ કુલીન જેવા જડ પથ્થરોને પણ પિગળાવી શકે છે, એ આપણે પાછળથી કુલીનના માનસપરિવર્તનથી જોઇ શકીએ છીએ. આમ માનવજીવનનો ઉત્કર્ષ સાધવા માટે સમાજ રચનામાં જે યોગ્ય પરિવર્તનોની અપેક્ષા રહેલી છે. તે આવી અનેક આહુતિઓમાંથી જ સંભવી શકશે, એવું કાંઇક કહેવાના આશયથી લેખકે આ નાટિકાદ્વારા સમાજજીવનમાં આહુતિનો મહિમા ગાયો છે. વિમળા જેવી કુળવધૂને લેખકે જે ઉચિત હાલતમાં રજૂ કરી છે; તે યોગ્ય જ છે. અસંતોષી નારીહૃદય કેટલું કઠિન, કેટલું ભયાનક અને કરપીણ બની શકે એનો સ્પષ્ટ ચિતાર વિમળાની વિલાસકામનામાં વ્યક્ત થાય છે.

જે કાર્યનું પરિણામ, જે આચરણનું ફળ સમગ્ર સમાજની શ્રેયસાધનામાં સહાય કરે છે, તેજ આચરણ ઉત્તમ રૂઢિ છે. આ

વિચારકોણકાને ધ્યાનમાં રાખી જે સમાજનું બંધારણ ઘડાય છે, તે સમાજ નિઃશંક આગળ પડવાનું સામર્થ્ય પ્રગટાવે છે. આહુતિમાં આ વિચાર અને આવી સમાજરચના તરફ અંગુલિનિર્દેશ કરવામાં આવ્યો છે. પ્રેતભોજન, વરવિક્રય અને વૃદ્ધલગ્નો સામે યોગ્ય પ્રહારો કરી નાટકકારે એનાથી નીપજતાં અનિષ્ટ પરિણામોનું સચોટ શૈલીમાં દર્શન કરાવ્યું છે. ઉપરાંત મદ્યનિષેધ, પ્રૌઢશિક્ષણ અને ગ્રામોદ્ધાર જેવા યુગવર્તી પ્રશ્નોની છણાવટ પણ 'આહુતિ'માં સુંદર રીતે કરવામાં આવી છે

આ નાટિકા દ્વારા લેખકે આધુનિક રંગભૂમિમાં ક્રાન્તિનું બીજારોપણ કરવાનો અલ્પ પ્રયાસ કર્યો હોય એમ લાગે છે. તેમાં તેઓ સર્વાંશે તો નહિ જ, પણ અલ્પાંશે સફળતા પ્રાપ્ત કરી શક્યા છે. આટલા સુંદર આ પ્રકાશનમાં ક્યાંક ક્યાંક પ્રસંગગૂંથણીમાં, અને પાત્રવિકાસમાં ત્રુટિઓ રહી જવા પામી છે. ભવિષ્યમાં લેખક પાસે આપણે આથી વધુ સારી નાટિકાઓની નમ્ર અપેક્ષા રાખીએ!

છેવટે, વિષયાંતર કરીને એક જરૂરી વાત કહી લઉં. આ નાટિકાના લેખકે એક દાયકાથી મારી સાથે બેસીને રંગભૂમિની સેવાનાં સ્વપ્નો સેવ્યાં છે એના પડઘા અમારા મિત્રમંડળમાંય પડ્યા. પરિણામે 'રંગમંદિર' નામની એક આદર્શ નાટ્યસંસ્થા સ્થાપી તે દ્વારા ગુજરાતની સંસ્કારી જનતાની નાટ્યપ્રિયતાને પોષવાના અમારે હૈયે જે અભિલાષ હતા, અને જેમાં અમે નિરંતર રમમાણ રહેતા હતા, એ પરિપૂર્ણ તો ક્યારે થશે એની અમને ખબર નથી, પરંતુ એ દિશામાં અમે આજે આ 'આહુતિ'ના પ્રકાશન દ્વારા એક ડગલું આગળ માંડવાને શક્તિમાન થયા છીએ. અંતમાં અમારા 'રંગમંદિર'ના સભ્યોના હૃદયમાં પ્રેરણાનાં બીજ રોપનાર શ્રી. ભાઇલાલભાઇનાં સ્વપ્નો પાર પડે એમ ઇચ્છીને વિરમીશ.

માર્ગશીર્ષ પૂર્ણિમા,
(સં. ૧૯૯૯)
નિકેતન, મહુવા

છોટુભાઇ મૂ પટેલ

# આહુતિ

## અંક પહેલો

### અંક ૧લો · પ્રવેશ ૧

### સ્થળ: દીનબંધુનું ઘર

### સમય: બપોરના બાર

પાત્રો: દીનબંધુ, સ્નેહલતા, રમાકાન્ત, હરિદાસ, અને નિરંજન.

[ સાદું પણ સ્વચ્છ ઘર છે; પરસાળમાં એક ખાટલો, પુરાણી પાટ અને બાંકડો પડેલાં છે; સ્વચ્છ પાથરણા પાસે રેંટિયો છે; ગરીબાઇમાં ગૌરવ લેવા જેવું એ એક માત્ર સાધન ઘરની અમૂલ્ય સંપત્તિ છે. બહારથી એક યુવક આવે છે; એની આંખોમાં નિરાશા છે; મુખ ઉપર વિષાદની આછી છાયા છે, છતાં કાંતિમાં લાવણ્ય છે; મોહકતા છે; પ્રતિભા છે. તેણે ખાદીનાં વસ્ત્રો પહેર્યાં છે. આસપાસ આતુરતાથી નિહાળી કપાળે હસ્ત મૂકી કાંઇક માર્મિક અને હૃદયવિદારક સ્વરમાં તે બોલવા લાગે છે; વાણીમાં દર્દ અને કરુણા મિશ્રિત આત્માનંદ વહે છે. થોડાક જ દિવસો પહેલાં થએલા પિતાના અવસાનનો આઘાત યુવકને વિહ્વળ બનાવે છે. ]

દીનબંધુ : ( સ્વ. ) પિતાના પુણ્યની નાવડીએ જગતસાગર તરવાનાં મધુરાં સ્વપ્નો સેવનાર અભાગી દીનબંધુ! આજે તારી આશાની તરણી તૂટી ગઇ છે! પરાયા પુણ્યનું ભાથું ખૂટી ગયું છે! રહ્યાં છે આજે રુઢિના જટિલ સાગરમાંથી કિનારે જવાનાં તરફડિયાં! તૂટેલી નાવ! ખલાસી કાચો! કિનારો દૂર! આહ! ચોતરફ ઘનઘોર નિરાશા! ( શરીર કંપે છે; મુખ ઉપર ગ્લાનિનું એક ઉગ્ર મોજું ફરી વળે છે ) બાપુ! તમે ગયા; આશાભર્યો દીકરો જેમાં તરતો હતો એ નાવડીના તમે ટુકડા કર્યા! નહિ, નહિ, એ નાવને તોડનાર તમે કોણ? એને તોડનાર છે જગતની એ મહાશક્તિ, જેને લોકો ઇશ્વર કહે છે. માબાપ કોઇનાં સદાકાળ પહોંચ્યાં નથી; અને પહોંચશે પણ નહિ. સૌ સૌનાં ઋણાનુબંધન પૂરાં થતાં સૌ સૌના માર્ગે ચાલ્યાં જશે. માટે જ પિતા! હું તમારૂં અવસાન આંસુથી કલંકિત નહિ કરૂં. જે સંસ્કાર, જે સદ્ગુણોની છાપ તમે જીવનમાં પાડી છે, તેનાં પ્રતિબિંબ હું જગતમાં પાડીશ.

[દીનુની બેન સ્નેહલતા આવે છે; નિર્દોષતાની મૂર્તિ સમી સ્નેહલતાના મુખપદ્મ ઉપર આત્મસંતોષની ઝલક છે; સુકોમળ દેહલતામાં ગરીબાઇનું ગૌરવ અને સ્વાયત્તતાની ભાવના વિલસી રહી છે; આંખોમાં ચપળતા છે; ચાલમાં છટા છે; વાણીમાં મૃદુતા છે. જેને સંસ્કાર કહી શકાય એ બધુંય એનામાં છે. સ્નેહલતા અબોધ બાલિકા ય નથી, તેમ ઉન્મત્ત યુવતી પણ નથી; હમણાં જ યુવાનું પરોઢ ખીલતું હોય એવી સ્નેહલતામાં સ્ત્રીસહજ મુગ્ધતા છે; વાચાળતા ય છે; છતાં ઊંડી સમજ છે.]

સ્નેહલતા : મોટાભાઇ! જ્યારે ને ત્યારે હું તમને રોદડાં રડતા જોઉં છું એનું શું કારણ?

દીનબંધુ : હસવા પ્રયત્ન કરૂં છું, પણ આ રોતલ હૈયું રડાવી દે છે.

સ્નેહલતા : હૃદય એવું શેતલ શા માટે રાખો છો?

દીનબંધુ : લતા! જ્યાં તું અને હું રહીએ છીએ એ જગત એવું જટિલ છે, એવું સ્વાર્થી છે; જ્યાં માનવીની શાંતિ નષ્ટ થઇ જાય છે. ત્યાં આદર્શોના ભુક્કા થઇ જાય છે. લતા! સમાજનું બીજું નામ ચિંતાનો ચરખો!

સ્નેહલતા : તો આપણે એવા જુલ્મી સમાજની શા માટે પરવા રાખીએ? જીવનવિકાસ રૂંધનારા સમાજના એ સડેલા થોથાંને તોડીફોડી ફેંકી દેવું જોઇએ.

દીનબંધુ : અરે, ઓ અબોધ! સમાજ શી ચીજ છે એ તું હજી સમજી નથી. સમાજને છોડવામાં આપણું કલ્યાણ નથી. સમાજ વચ્ચે રહી, સમાજના જુલ્મો હસતે મોંઢે સહન કરી, એને અનુકૂળ રહેવામાંજ માનવીની મહત્તા છે. સમાજ-ગંગાના પ્રવાહને રોકવાનું આપણામાં સામર્થ્ય નથી. એમ થવું અનિવાર્ય પણ નથી. યુગનાં વહેણ જેમ બદલાય છે, તેમ સમાજનાં વહેણ બદલાય તોય બસ છે. સમાજના વિચિત્ર અને વિનાશકારી રિવાજોને સુધારવાની અનિવાર્યતા છે.

સ્નેહલતા : સમાજનાં બંધન ફગાવી દેવામાં શું માનવીનું શ્રેય નથી?

દીનબંધુ : ના, સમાજબંધન વિના માનવી કેવળ નિરંકુશ બની શકે છે.

સ્નેહલતા : તો પછી સમાજ સામે બખાળા કાઢવાની શી જરૂર? સમાજ જે માગે તે આપો.

દીનબંધુ : સમાજ તો આપણી પાસે પિતાની કારજક્રિયા માગે છે. એને મિષ્ટાન્ન ખાવાં છે; જેને માટે આપણી પાસે પૂરતાં નાણાં પણ નથી.

સ્નેહલતા : બાપુએ આપણને વારસામાં કાંઇજ આપ્યું નથી?

દીનબંધુ : ના! કાંઇજ આપ્યું નથી. પિતા તરફથી વારસામાં જો

કાંઇજ ગળ્યું હોય તો આ ઘોર ગરીબાઇ! એમણે કાંઇજ આપ્યું નથી; છતાં ઘણું આપ્યું છે. સંસ્કાર અને કેળવણી શું ઓછાં છે? લતા! કયો બેકદર પુત્ર પિતાએ બક્ષેલા એ અમૂલ્ય વારસાને સ્વીકારી કૃતકૃત્ય ન થાય?

સ્નેહલતા: પિતાના આત્માને શાંતિ મળે; અને દુનિયામાં એમની કીર્તિ વધે એવું કોઇ સ્મારક બીજી રીતે ન થઇ શકે?

દીનબંધુ: અરે! આત્માની અધોગતિ અટકાવવા બારમા સિવાય અન્ય કોઇ વિધિ શાસ્ત્રને મંજૂર નથી. સમાજને પ્રિય છે પ્રેતભોજન! લતા! લોહીના લાડુ ખાધા વિના એને ચેન જ પડતું નથી.

સ્નેહલતા: એ તો સમાજની જોહુકમી કહેવાય; આ તો ચોખ્ખી વિનાશકારી પ્રવૃત્તિ! એક તો અમારા જેવાં રાંકને વધુ રાંક કરવાં અને એમને નિરાંતે મિષ્ટાન્ન ઝાપટવાં! ખરે! સમાજની આ કઢંગી રૂઢિઓ જ દરિદ્રતાનું મૂળ છે; આ અજ્ઞાન જ દેશની ગુલામીનું કારણ છે.

[દીનુનો મિત્ર રમાકાન્ત આવે છે; પૈસાદાર હોવા છતાં મુખ ઉપર નમ્રતા અને સહાનુભૂતિની છાયા છે. રેશમી પહેરણ અને પાયજામો પહેર્યાં છે; માથે ટોપી નથી; જુનવાણી માનસ ભલે એને ઉચ્છૃંખલતા કહે; છતાં એ સંસ્કારી, શાંત અને તેજસ્વી યુવાન છે.]

રમાકાન્ત: સમાજની એ જોહુકમી અને એની વિઘાતક નીતિને આજનો યુવાન છિન્નભિન્ન કરી નાખશે. એક માણસનું એક ટંકનું સ્વાદિષ્ટ ભોજન કરોડો દેશબાંધવોની સામાજિક પ્રગતિને અવરોધી રહ્યું છે. સંસ્કૃતિના વિકાસને ગુંગળાવી રહેલી સમાજની એ સ્વાર્થાંધતા અને રૂઢિનાં રાજને દફનાવવાની ઉદાત્ત ભાવના કયો નવયુવાન નહિ ધરાવતો હોય? જગતમાં પ્રગતિ

વિરોધી માનસ સંભવેજ કેમ? એ અનિષ્ટ રિવાજોએ ઠેરઠેર જીવનમાં દ્વેષ અને દુઃખનો દાવાનળ પ્રગટાવ્યો છે. પ્રજા કંગાળ બની છે; અને દેશ ગુલામ બન્યો છે.

સ્નેહલતા: રમાકાન્ત! તમે તો શ્રીમંત છો. તમને આવા વિચારો ન સૂઝવા જોઇએ.

રમાકાન્ત: દરેક શ્રીમંત માનવ છે, એ ન ભૂલીશ. લતા! માનવી માનવતાનો શત્રુ કેમ હોઇ શકે? બીજો પોતાનાથી વધારે ઊંચો ન થાય એ ભાવના માણસ જ્યાં સુધી ધરાવે છે, ત્યાં સુધી તે તરી શકવાનો નથી. એમાં જ એની પામરતા છે. લતા! કુલીનતા અને મોટાઇની મારી ભાવના જુદી છે; જીવનના મારા વિચારો નિરાળા છે.

[હરિદાસ આવે છે, કેડો વાંકી વળેલી છે; લાકડીને ટેકે ચાલે છે; માથે કુલીનતાના પ્રતિક સમી વિશાળ પાઘડી છે; અંગરખું પહેર્યું છે; ખભે ખેસ નાખ્યો છે; સફેદ લાંબી મૂછ છે. પાખંડના પૂતળા સમા હરિદાસની આંખોમાં સમસ્ત જગતને સમાવી દેવાનું ઊંડાણ છે. ડાચાં બેસી ગયાં છે; ચામડી ઢીલી પડી છે, છતાં આંખોમાં વિલાસિતાની ઘેરી છાયા તરવરે છે.]

હરિદાસ: કુળ તો કાદવે ગયું! ખવડાવ્યે પીવડાવ્યે છે ઘરની શોભા; સમજ્યો! મોળા ડફોળ! આજકાલનો તું કુળની વાતોમાં શું સમજે?

રમાકાન્ત: હું એ નથી સમજ્યો એમાં જ મારૂં કલ્યાણ છે. મારે તમારૂં એ જરીપુરાણું શાસ્ત્ર સમજવું જ નથી. હરિદાસકાકા! હું તમારો સ્વાર્થ બરોબર સમજું છું. તમારે મિષ્ટાન્ન ઝાપટવાં છે; અને આ દીનબંધુને કરજના ખાડામાં એવો ઊંડો ઉતારવો છે કે એ જિંદગી સુધી ઊંચો ન આવી શકે! તમારા સમાજનું એ દ્વિમુખી રાજતંત્ર મારાથી અજાણ્યું નથી.

હરિદાસ: પણ તે કાંઇ ભાળા અધમ! આબરૂદારના દીકરાને બારમાં કર્યા વિના ચાલે?

દીનબંધુ: એની મેળે ચાલે! હું બારમું કરીશ ત્યારે ન્યાતનાળા ખાશે ને! પરાણે પ્રેતભોજન જમાડે તે આ દીનબંધુ નહિ, સમજ્યા? કાકા! પાંચ-પચાસ પુણ્યના કાર્યમાં વાપરવા હોય તો માગો! બારમાની આશા રાખશો નહિ.

[નિરંજન આવે છે; ફાંકડો, વાચાળ છતાં મનોબળનો ઢીલો યુવાન છે; સ્પષ્ટવકતા છતાં જરાક મતલબી; ભાવનાશાળી છતાં જરાક દંભી છે. પોશાકમાં ટાપટીપ છે; નિરંજન એટલે મૂર્તિમાન ફેશન! એને સમાજનો નિર્દય નારદ કહેવામાં પાપ નથી.]

નિરંજન: (ડોક લંબાવીને) પણ બિરાદરો, પૂર્વજોના પંથે જવામાં પાપ શું છે? ભલા, એ પંથે તો આપણા બાપદાદાઓ સ્વર્ગે ગયા છે!

રમાકાન્ત: બાપદાદાઓ સ્વર્ગમાં ગયા! અને તે એજ પંથે એની ખાત્રી શું?

નિરંજન: ખાત્રી? જુઓ, આ મારા પૂર્વજોના પત્રો! (પત્રો કાઢી બતાવે છે.) કામરેડ! મારા મહૂંમ દાદાનો ઘણી વખત સ્વર્ગ-પુરીથી પત્ર આવે છે! સ્વર્ગની ઊડતી મુલાકાતનું માન મને હજુ પ્રાપ્ત નથી થયું; છતાં પ્રયત્ન કરૂં છું. શ્રીયુત મહાદેવ પાસે પાસપોર્ટ માગું છું, પરંતુ એ મહાશય હાલમાં ભાંગ પીને સ્મશાનમાં સૂતા છે. અને એમનો પાસપોર્ટ એજન્ટ પોઠિયો મારી દાદ જ સાંભળતો નથી! અફસોસ! (રૂમાલ વડે પવન ખાય છે.)

રમાકાન્ત: શાબાશ! શી સરસ છે તમારી વાતો? વાસ્તવિકતા અને સત્ય સાથે તમારે પાકું વેર હોય એમ લાગે છે!

નિરંજન : નહિ, નહિ, મિસ્ટર! સત્ય બોલવામાં હું સત્યવાદી હરિશ્ચંદ્રને પણ ગુલાંટ ખવડાવી શકું એમ છું.

હરિદાસ : અલ્યા, ગાળા અધમ નિરંજન! તું તો સદાય ટીખળી જ રહ્યો!

નિરંજન : કાકા, તમામ દર્દોની એક જ અકસીર દવા ટીખળ છે.

રમાકાન્ત : અરે! એમ કહે કે તમામ તકરારોનું મૂળ જ ટીખળ છે.

નિરંજન : મુરબ્બી, બસ જ્યાં જુઓ ત્યાં સુધારાનો વાયરો વાયો છે! હવે ઘરડાંનું નહિ ચાલે. મારાં બેટાં આજકાલનાં છૈયાંને કશુંય નહિ ને જમણવારો બંધ કરવામાં સુધારો દેખાય છે. અલ્યા, બાપ બિચારો કેડ બાંધી છેલ્લી ઘડી સુધી રળે; અને પાછળ આવા કપૂત પાકે તે એક રાતી પાઇ પણ ન વાપરે. એ બાપની તો બિચારાની અવગતિ થાય!

હરિદાસ : એ તો કૂતરાં બિલાડાંને મોતે ગર્યો ગણાય! સાચો કુળવાન એવું પગલું ભરે જ કેમ? (લાકડી જોરથી ભોંય પર ઠોકે છે.) કળિયુગ! ભયાનક કળિયુગ! સારો કે નઠારો કોઇ ઓળખાતો જ નથી! શું ઝેરી હવા! શું ગંદેલ વાતાવરણ! દુનિયામાંથી ધર્મનો લોપ જ થઇ ગયો! શ્રી હરિ! શ્રી હરિ! (ખેસના છેડા વડે મોં ઉપર પવન નાખે છે.)

નિરંજન : કાકાશ્રી, આવા અધમ પાકયા અને સત્યાનાશના શ્રીગણેશ મંડાયા.

દીનબંધુ : અરે! તમારા જેવાં ધ્યેય વિનાનાં પૂતળાં પાકયાં ત્યારે જ સમાજની આવી અધોગતિ થઇ. તમારા સ્વાર્થમાં તમે ધર્મનું સાચું સ્વરૂપ ઢાંકી દીધું છે. તમારા જેવા નિર્દય નારદો જ જગતનાં આ વેરઝેરના જવાબદાર છે.

નિરંજન : જો અમે આખા જગતની જવાબદારી લેશું તો આપણા પેલા લોકશાહીઓના પશ્ચિમી પ્રણેતાઓ કકળી ઊઠશે.

રમાકાન્ત : Nonsense! આ દેશમાં તમારા જેવા દાંઢચતુરો કેટલા હશે? નિરંજન, કૂતરાં પણ નિમકહરામીથી ડરે છે. તું તો જેનું ખાય તેનું મૂળ ખોદનારી કુહાડીનો હાથો છે.

નિરંજન : મિ. રમાકાન્ત! તમે આ રીતે મારી વાતને તોડી પાડી આ દીનબંધુને બારમું બંધ કરવાનું પ્રોત્સાહન આપી રહ્યા લાગો છો!

રમાકાન્ત : પ્રોત્સાહન નહિ, સક્રિય સાથ આપી રહ્યો છું. મેં મારા આદર્શો અને ભાવનાઓનું સમાજને ગુલામી ખત નથી લખી આપ્યું.

હરિદાસ : તો શું દીનબંધુ બારમું નહિજ કરે એમ ને?

દીનબંધુ : નહિ, એ અનાચાર આ હસ્તે નહિ થાય! એમાં જ મને મારી તેમ જ સમાજની ઉન્નતિ દેખાય છે. દેવામાં ધસડાવું અને લોકોની તંદુરસ્તીને હાનિ કરવી એ મારા શાસ્ત્રમાં આવતું નથી.

હરિદાસ : તો જ્ઞાતિનું પંચ તને નાતબહાર મૂકશે.

સ્નેહલતા : તો જ્ઞાતિનો અમે ઉપકાર માનીશું. રુઢિની શૃંખલામાં વિના કારણ જકડાઇ રહેવામાં શો ફાયદો છે?

હરિદાસ : આ છોકરીની જીભમાં શું જોર છે? નફ્ટ! નાલાયક!
[ મોંઢું બગાડી આડું જુએ છે. ]

નિરંજન : કાકા! આ તો સમાનતા અને સ્વતંત્રતાનો યુગ છે. છોકરીઓની ભાવનાઓને દબાવશો તે નહિ ચાલે! એ તો આપણી સ્ત્રીશક્તિ છે.

હરિદાસ : લે રાખ હવે! છોકરીઓની મજાલ છે કે મોટેરાંના કામમાં માથું મારે! વૈતરીઓને વળી વહેવારમાં માથું મારવાની શી જરૂર? અલ્યા! દીનબંધુ! આ રમાકાન્ત તને ઊંધે માર્ગે દોરી રહ્યો છે.

એ તો શ્રીમંત છે; અને તું ગરીબ છે. તારા કુળમાં કલંક લાગશે ને કોઇ કન્યાનો પણ ભાવ નહિ પૂછે!

દીનબંધુ : રમાકાન્તમાં મને પૂર્ણ વિશ્વાસ છે; અને કન્યા તો સંસ્કારની સુવાસે ખેંચાઇને આવશે.

હરિદાસ : હું જોઇશ કે તારા કપાળમાં કોણ ડામ દે છે? અને બારમું તો તારા પીરનો ન કર્યા વિના છૂટકો નથી. (સ્વ.) આહ! કળિયુગ! ભયંકર કળિયુગ! (જોરથી લાકડી ભોંય પર ઠોકે છે) જ્યાં ધર્મનો નાશ થાય ત્યાં દુકાળ ન પડે તો બીજું શું થાય! અલ્યા! રોગચાળો પણ કેમ ન ફાટી નીકળે?

[ પ્રસ્થાન ]

નિરંજન : (સ્વ.) ત્રણ લાડુનું અધિકારી આ ધમંડનું પૂતળું આખા ગામની વકીલાત કરવા મેદાને પડ્યું છે.

[ હરિદાસની પીઠ પાછળ શબ્દપ્રહાર કરે છે. ]

રમાકાન્ત : નિરંજન! મને તારા આ વેશપલટાની દયા આવે છે. સામાજિક કુરિવાજોનો તું પ્રખર વિરોધી! તારા મુખે આજે વડીલશાહીનો પુરાણો આલાપ? આગળ વધતા યુગપ્રવાહને રિવાજોની બુઠ્ઠી તલવારે રોકવાનું ક્ષુદ્ર માનસ તને ન શોભે. એક વખતનો તું પ્રગતિશીલ સંઘનો પ્રમુખ! તારામાં આવું વિચિત્ર પરિવર્તન? નિરંજન! જરા શરમા! મને તારી દયા આવે છે.

નિરંજન : અરે, સાહેબ! આ સેવક તો પૂતળા પ્રમુખમાંનો એક છે! એવાં મંડળો અને સભાઓમાં આજકાલ પ્રમુખને નામે પૂતળાં પણ ગોઠવી શકાય છે!

દીનબંધુ : તો પ્રમુખ એટલે શોભાનું પૂતળું એમને?

નિરંજન : જી હા ! એ તો ત્રિપુરીની મહાસભાએ પુરવાર કરી આપ્યું છે. ભડવીર સુભાષને ક્ષેત્ર સંન્યાસ લેવો પડ્યો તે નથી જાણતો?

રમાકાન્ત : મી. નિરંજન! તમારી આ બેધારી તલવાર તો બંને પક્ષે ઘા કરી શકે!

નિરંજન : અલ્યા! વૃદ્ધોને તો ખુશામત ગમે છે. એમને તો ઊંચા આસને બેસાડી પછી જ ગબડાવવામાં આપણો બેડો પાર છે!

રમાકાન્ત : નહિ, નહિ, એ તો યુવાનોની નિર્માલ્યતા કહેવાય. સત્ય જાહેર કરતાં તારે વડીલશાહીની શેહમાં શા માટે તણાવું જોઈએ?

નિરંજન : પણ દોસ્ત! એ ડોકરો હરિદાસ લાકડાની તલવારે લડે છે. બચ્ચો જાણતો નથી કે એના ઘરનાં ત્રણ બારમાં બાકી છે; ત્રણ!

દીનબંધુ : હેં ! ત્રણ બાકી છે! [ આશ્ચર્ય વ્યક્ત કરે છે.]

નિરંજન : ( હાથનાં આંગળાં પ્રસારી ) હા ! ત્રણ બાકી છે! અરે એના બાપના બાપના દાદાનું સુધ્ધાં બાકી છે! અને અહીં રોફ મારવા આવ્યો હતો; ભરી સભામાં એની પોલ કોણ ખોલે? નહિ તો બચ્ચાની મૂછ ઉખેડી નાખું!

દીનબંધુ : નહિ, નહિ, નિરંજન! કોઈની નબળાઈનો મારે લાભ નથી ઉઠાવવો. This is purely a social reform ! મારું ધ્યેય કેવળ સામાજિક ક્રાન્તિનું છે.

નિરંજન : અં; હં ! મોટેરાંના માર્ગે ન જવું એ મુદ્દો! જ્યાં જુઓ ત્યાં પ્રગતિવાદ! ઘેરઘેર રોય અને શેરીએ શેરીએ બોઝ ફાટી નીકળ્યા છે! આગેકદમની અડફટમાં આ દેશનું નાવ ક્યાં જઈ અથડાશે એ સમજાતું નથી!

યવનિકા



૨૩૯૨૩

## અંક પહેલો : પ્રવેશ ૨

### સ્થળ : રમાકાન્તનો ઓરડો.
### સમય : નમતો પહોર.

પાત્રો : રમાકાન્ત; ગીતા; વિમળા; અને સ્નેહલતા

[ રમાકાન્ત 'રૂઢિનાં રાજ' એ વિષય ઉપર કાવ્ય રચી રહ્યો છે; ત્યાં ગૃહકાર્યથી નિવૃત્તિ લઇ ગીતા આવે છે. રમાકાન્તની કવિત્વ ઘેલછા તેને ગમતી નથી. સંસારના ભાર નીચે છેકજ દબાઇ જતી હોય તેમ ગીતાની આંખોમાં નારી સુલભ મૃદુતાને સ્થાને કઠોરતા ભરી છે. મુખ-મંડળ ચિંતાતુર છે; ગીતા એટલે મૂર્તિમાન શુષ્કતા! રૂપ હોવા છતાંય તેનું વદનકમળ કરમાએલું લાગે છે. રોજિંદા કલહથી એનું હૃદય પાષાણ જેવું સખ્ત બની ગયું છે. ઝૂલઝીકવાળાં ચિત્રવિચિત્ર કપડાંમાં સજ્જ ગીતા શ્રીમંતાઇનું ઘમંડ દાખવતી ઓરડામાં આંટા મારે છે. ચોવીસે કલાક પાનનાં બીડાં તેના ઓષ્ઠની લાલિમાને ટકાવી રહ્યાં છે. કેડમાં ચાવીનો ઝૂમખો લટકે છે; ગૃહરાણીનો દમામ શરીરની લથબથતામાં અનાયાસે ગોચર થાય છે. ]

ગીતા : કવિઓ બધાય આવા વેવલા હશે? ( રમાકાન્ત બેઠો છે તે ખુરશી પકડી તેની પાછળ ઉભી રહે છે.)

રમાકાન્ત : ( પાછળ નિહાળીને ) ઓહ! તમે જ છો કે? ( માનિની ગીતાને માનયુક્ત સંબોધન કરી જરા ચીડવવાનો પ્રયાસ કરે છે.)

ગીતા : ( મોં કટાણું કરી ) તો બીજી કોણ અહીં આવવાની હતી?

રમાકાન્ત : તારા આ શબ્દોનો મર્મ મને જરા ય સમજાતો નથી. ગીતા!

ગીતા : વખત આવ્યે બધું સમજશો ! હું તો સાંભળું છું અને સમજું છું. કોણ જાણે આ ઘર તો તમને ખાવા ધસતું હોય એમ લાગે છે ! આખો દિવસ દીનબંધુનું ઘર ! બે ટંક ખાવા પૂરતાં આ ઘરનાં દર્શન કરો છો. સુખદુઃખની બે વાતો કરવાનોય વખત ન મળે ! હું ક્યાં રૂપાળી છું ? હું ક્યાં સંસ્કારી છું ? ( ટેબલ પરથી રમાકાન્તે જેમાં કાવ્ય લખ્યું છે, તે કાગળ ઉઠાવી ) વળી આ કામ વિનાનાં કાગળિયાં ચીતરવાં, અને વચમાં વિચિત્ર રાગડા તાણવા ! શું જીવનનો એજ માત્ર હેતુ છે ? ( એક ઊંડો નિસાસો નાખે છે.)

રમાકાન્ત : અરે ! તેં તો આજે અચાનક જીવનમિમાંસા છેડી દીધી ! તું તો સુંદર ભાષણ પણ આપી શકે છે ને શું ! (આવેશમાં) ગીતા ! ગીતા ! તું મારું હૃદય સમજી શકી નથી. મારા આદર્શોનાં મૂલ્ય તારાથી નહિ આંકી શકાય ! મને તો સેવાભાવ અને સહિષ્ણુતા સિવાય જીવન નીરસ લાગે છે. મારા આત્માનંદની આડે આવી તું ધીમે ધીમે પત્નીત્વના શ્રેષ્ઠ શિખર ઉપરથી નીચે ગબડી રહી છે. તારો સ્ત્રીધર્મ તું કલંકિત કરી રહી છે. ગીતા ! સંસારની ગુલામી કરવામાં જ શું માનવીનું કલ્યાણ છે ? સ્ત્રીને જ જીવનનું મધ્યબિંદુ ગણી શું પુરુષે એની પાછળ આંટા મારવા ? એવી કર્તવ્યશૂન્યતા મને જરાય આનંદ નથી આપતી. મોહની આંધિમાં ફસાઇ શું પુરુષે આદર્શોને ફગાવી દેવા ? નહિ, ગીતા ! તું મારા હૃદયની પાસે ત્યારે જ આવી શકે; જ્યારે તું મારા અંતરના અવાજ સાથે એકતાર બની મારા જેટલી જ તન્મયતાથી મારાં કાર્યોમાં રસ લે.

ગીતા : તો શું તમે આડે માર્ગે જાવ, છતાં મારે તમને રોકવા નહિ એજ મારો સ્ત્રીધર્મ એમને ?

રમાકાન્ત : જો તારા હૃદયમાં સાચું સ્ત્રીત્વ હોત, તો તારો

પતિ કદી આડે માર્ગે જાય છે, એવી ભ્રાંતિ સુધ્ધાં તારા હૃદયમાં ન જન્મી હોત. વિશ્વાસના અભાવમાં પ્રેમ કદાપિ દૃઢ થતો નથી. ગીતા ! વાસનાઓ વિખવાદ જગાવે છે; પ્રેમ સમભાવ શીખવે છે; અને સમભાવથી જ જીવન રસાળ બને છે.

ગીતા : હવે તો બીજા ભવે આ જિંદગીમાં રસ આવશે !

રમાકાન્ત : તું ભલે નિરાશ થાય ! મને તો આશા છે કે એક દિવસ નિઃશંક તું જીવનની ધન્યતા માણી શકીશ.

[ પ્રસ્થાન ]

[ ગીતા ઉત્સુક નજરે રમાકાન્ત તરફ જોતી રહે છે; આખરે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી આવેશમાં પાસેના પલંગમાં શરીરને ધબ દઈને નાખે છે. પડોશણ વિમળા આવે છે. જુવાનીનું હમણાં જ પરોઢ ખીલ્યું હોય એવી ઉન્મત્ત વિમળાની આંખોમાં ભરપૂર નિરાશા છલકે છે. રૂપ અને યૌવનના અંબારને હરિદાસના બુઢાપાએ કારાવાસ દીધો છે; કોઈક પળે કારાવાસની એ કારમી દીવાલોને તોડીફોડી વિમળા હરિદાસની કુલીનતાના પાખંડનો પડદો ચીરી નાખશે, એવું એની આંખોમાં તોફાન જણાય છે. ]

ગીતા : આવો; વિમળા કાકી ! કાંઈ બહુ દિવસે !

વિમળા : એમ જ ! ગીતા ! આ તારા વર તો બહુ જ વિચિત્ર ! કદી તારી પાસે શાંતિથી બેસે પણ નહિ ! રાતદિવસ દીનબંધુના છાપરા સિવાય ચેન જ પડતું નથી.

ગીતા : વિમળા કાકી ! મારા હૃદયમાં તો ભડકા થાય છે.

વિમળા : પેલી રાંડ બટકબોલી છોકરી છે ને ? એનું મોઢું જોઈ આખો દિવસ બેસી રહેતા હશે !

ગીતા : ના, ના, વિમળા ! એવું ખરાબ તો હું એમના વિષે નથી ધારતી. એ તો એને બેન કહી બોલાવે છે. એ એટલા બધા નિર્લજ અને લંપટ ન હોઈ શકે !

વિમળા : વિશ્વાસે બેસી રહેજે; અને ઘરનાં વૈતરાં કૂટી ખાજે. સંસારનું સુખ તો હજી પૂરું જોયું ના ! મારા જેવી હોય તો કાનપટી પકડી ઊંચા નીચા કરે ! આવું રૂપાળું મોટું ઘર છે ! પૈસો છે ! એ ભિખારીના ઝૂંપડામાં એમને બેસવું ય શેં ગમે છે ?

ગીતા : એ બધું હું જાણું છું; પરંતુ સ્નેહલતાની વાત સાચી માનતાં મને જરા આંચકો લાગે છે. છતાં હું એટલું તો જરૂર માનું છું કે આ ઘરનો પૈસો દીનબંધુ માટે વેડફાઈ રહ્યો છે. એમને સમજાવી ફોસલાવી એ લુચ્ચો અમારા પૈસાથી મોજ-શોખ કરે છે.

વિમળા : એ તો ઠીક; પણ એની આંખો બહુ ખરાબ છે. કદી કદી અહીં આવે છે, ત્યારે મૂઓ સામે તાકી રહે છે. એ આવે છે ત્યારે હું તો ઓરડાની બહાર પણ આવતી નથી.
(વિમળાનું સતીત્વ એકદમ ઉભરાઈ જાય છે.)

ગીતા : વિમળા ! મારા તો દુઃખનો પાર નથી ! હું તો છૂટવાનાં તરફડિયાં મારી રહી છું.

વિમળા : સાવ રોતલ ! તડફડ કહી નાખ ! કાં તો હું નહિ કે એ જાદુગરણી લતુડી નહિ ! ગીતા ! તું ખાત્રીપૂર્વક માનજે કે એ ચીબાવલી છોકરી તારા સંસારમાં આગ સળગાવશે. તું તું તો પાકી પતિવ્રતા બની બેઠી છે; પણ પુરુષો તો ભ્રમરની પેઠે કળીએ કળીએ ડંખ દેતા ફરે છે. તું તો એમને દેવ માની બેઠી છે; પણ સોમાં ભાગ્યે જ એક પુરુષ એવો પવિત્ર હોય છે. લે ! મેં તો તારા ભલાની વાત કહી; હવે તું જાણે

અને તારો વર જાણે! બળ્યા આ કાથાકૂટલા! હું તો આ ચાલી.

[ આગ્યાદ વિષપ્રયોગ કરી વિમળા ખુમારીથી માથા પર પાલવ ખેંચતી હરિણી શી સરકી જાય છે. સ્નેહલતા દાદરમાં ઉભી રહી વિમળાનાં કાનફૂસિયાં સાંભળે છે; સ્નેહલતાને દાદરમાં ઉભેલી નિહાળી વિમળાના હૈયામાં ધ્રાસકો પડે છે. બંનેની આંખો લડે છે. એકમાં કઠોરતા છે; બીજીમાં સહાનૂભૂતિ છે. વિમળાના ગયા પછી સ્નેહલતા ગીતા પાસે આવી ઉભી રહી છે. ]

સ્નેહલતા : કેમ? ભાભી! આવકાર આપવો તો બાજુએ રહ્યો, પણ બોલશો ય નહિ કે શું?

ગીતા : અમારા જેવાં અભણ ગામડિયાંનું બોલવું તમને ન ગમે!

સ્નેહલતા : તમે તો સંસ્કારમૂર્તિ છો; રમાકાન્તના સહવાસમાં તમે સાવ બોથડ ન રહી શકો! એ તો પારસમણી છે; એમના સ્પર્શથી લોઢું કદી લોઢું ન રહી શકે.

ગીતા : ( વાત બદલવાનો પ્રયાસ કરી ) પણ એ તો બહાર ગયા છે; જો તમારે એમનું જ કામ હોય તો —

સ્નેહલતા : મારે એમનું કામ નથી; ગીતા! તમારા શબ્દોમાં મને ઉપેક્ષાભાવની ગંધ આવે છે. તમારા હૃદયમાંય આવો વિકાર? ક્ષમા કરજો! આજે મારે તમારી સાથે મોકળા મનથી થોડી વાતો કરી લેવી છે.

ગીતા : માઠું ન લગાડીશ; લતા! મારી પાસે વાતો કરવાનો વખત નથી. જોને સાંજ પડવા આવી; મારે રસોડામાં જવું છે.

સ્નેહલતા : એવી બધી શી ઉતાવળ છે? ખાવાનું મોડું થશે તોય મારા ભાઈ નિભાવી લે એવા સહૃદયી છે. જુઓને, હું ટૂંકમાં પતાવું! મેં દાદરમાંથી તમારી અને વિમળા કાકીની વાતો સાંભળી છે; એમાં કશું નવું નથી. મને તો એનાથી જરાય

આશ્ચર્ય થતું નથી. દુનિયાએ ક્યારે કદી કોઈના સંબંધમાં પવિત્રતાનો ભાવ જોયો છે? સંબંધ માત્ર એને અપવિત્ર લાગે છે. દ્વેષની આગમાં વિમળા કાકીએ તમારા કાનમાં જે કાતિલ ઝેર રેડ્યું છે, તે તમારા રોમેરોમમાં વ્યાપે તે પહેલાં હું ઉતારી નાખવા માગું છું.

ગીતા : (આશ્ચર્યમાં) શી વાતો? શાનું ઝેર?

સ્નેહલતા : લોકો કહે છે કે રમાકાન્ત અને મારી વચ્ચે એક વિચિત્ર મૈત્રી છે.

ગીતા : જગતની જીભે તાળાં નથી દેવાતાં, લતા! જગતને બોલવા દે. મારા પતિ ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. એમના ચારિત્ર્યબળ સામે મનોવિકારના વજ્જર સરીખા કોટ પણ તૂટી જવા સરજાયા છે. લતા! તું નિર્દોષ છે. અમારા સંસારમાં આંતરિક કલહો ગમે તેટલા હોય; છતાં એમના વિષે અશુદ્ધ વિચારો લાવતાં મારૂં હૃદય કંપી ઉઠે છે. બેન! સંસાર એમજ ચાલે! કલહ વિના સ્નેહની ઉત્કૃષ્ટતા સચવાતી નથી.

સ્નેહલતા : ઈશ્વર તમારા સંસારની રક્ષા કરો! ગીતા ભાભી! તમે મને આફતમાંથી ઉગારી લીધી છે. શ્રદ્ધા અને સ્નેહની છાયામાં તમો દંપતીનું નાવ ગમે તેવા ભીષણ અબ્ધિલોઢ સામે ટક્કર ઝીલશે. લ્યો, ત્યારે પ્રણામ! ભાભી! હવે હું રજા લઈશ.

[ પ્રસ્થાન ]

ગીતા : આવજે, લતા! (સ્વગત) આ બિચારીનો શાં વાંક?
[ વેદનાપૂર્વક આંખે ગીતા તરફ તાકી રહે છે; આંખને ખૂણે સ્નેહ અને સહાનુભૂતિનાં અશ્રુજળ આવી ઠરે છે. ]

પટપરિવર્તન.

## અંક ૧ લો : પ્રવેશ ૩

### સ્થળ : હરિદાસનો બંગલો
### સમય : સવારના દસ

પાત્રો : વિમળા; નિરંજન; હરિદાસ; કુલીન; રામદાસ અને જેસંગ

[ વિશાળ ખંડમાં થોડું ફર્નીચર છે; એક બાજુએ મચ્છરદાનીથી આચ્છાદિત પલંગ પડ્યો છે; વિલાસ વૈભવોનાં સાધનોની કમી નથી. શયનખંડ સર્વ પ્રકારે સુસજ્જિત છે; પરંતુ બાહ્ય સુખોથી જકડાએલી વિમળાના હૃદયમાં અસંતોષ અને શુષ્કતાનું એક છૂપું ઝરણું વહે છે. યૌવનનો ઉન્માદ પરાણે દબાતો રહેલી મત્ત પ્રમદા જમણા હસ્ત ઉપર મસ્તક ટેકવી સોફા ઉપર પડી છે. અલકલટો ગાલોની લાલિમા સાથે ગેલ કરી રહી છે. પાલવ માથેથી ખસી ગયો છે; વેણીનાં ફૂલની ફોરમ કેશની કમનીયતામાં વધારો કરી રહી છે. તૃષાતુર આંખો કાંઈક શોધે છે; ત્યાં અચાનક નિરંજન આવી ચઢે છે. ]

નિરંજન : કાકા ઘરમાં છે કે? ( ધીમેથી દ્વારમાં ડોકિયું કરે છે; વિમળા ચમકે છે; ખસી ગએલા પાલવને ઝડપથી માથા ઉપર ખેંચે છે. )

વિમળા : ( કટાક્ષમાં ) સૌ કોઈ કાકાના જ ગ્રાહકો ચાલ્યા આવે છે! આ ઘરમાં કોઈ કાકીનો તો ભાવ જ પૂછતું નથી! અહ! હ! હ! હ! ( ફીકકું હાસ્ય કરે છે.)

નિરંજન : કેમકે કાકારૂપી ધન સર્વમાં વહેંચાતું રહે છે. પરંતુ આપના યૌવનની મૂડી તો સદાય અસ્પૃશ્ય! સદાય સુરક્ષિત

રહેવા મજાંઇ છે! (વિમળાના મર્મસ્થાન ઉપર હળવું વાગ્બાણ છોડે છે. કામાતુર વિમળાના હૃદયના તાર ઝણીઝણી ઉઠે છે.)

વિમળા : પ્રણયકળામાં તો પૂરો પ્રવીણ લાગે છે, નિરંજન!

નિરંજન : વિમળા! આ રૂપ, આ લાવણ્ય અને આ દેહલાલિત્ય જીવનના અંત સુધી અક્ષય રહો!

વિમળા : ઓ! ઓ! નિરંજન! મને ચકરી આવે છે! મારૂં માથું ભમે છે. (નિઃશ્ચેષ્ટની જેમ સોફા પરથી નીચે પડે છે.)

નિરંજન : અરે આ નવો વ્યાધિ તમારામાંય પેઠો છે કે શું!

[ સંકોચ અને શરમથી દબાઈ જતો હોય એ રીતે વિમળાના દેહને ઊંચકી સોફા ઉપર મૂકે છે. નિરંજનના સ્પર્શથી વિમળા રોમાંચિત બને છે; અને એ સ્પર્શસુખની અનુભૂતિથી આંખોમાં એક નવીન પ્રકારની ખુમારી જાગે છે. ]

વિમળા : (સ્વ.) આહ! નિરંજનના હાથનો સ્પર્શ કેટલો માદક છે? (પ્રગટ) નિરંજન! આમ સદાકાળ તારા હસ્તનો સ્પર્શ પામું તો!

નિરંજન : માયાનો મહિમા સંસારમાં વધી જ પડે! જગત જેને મુક્ત સહચારની મનોહર ઉપમા આપે છે, એની પ્રત્યક્ષ અનુભૂતિ થાય!

વિમળા : નિરંજન! એકાંત કયારેક કેવી મધુર બને છે? આવ, નિરંજન! આગ ભડકે છે શું! જરા પાસે આવ! મને બાથમાં લે! અને એવી ભીંસ દે કે જીવનભરનો આ દેહનો અકડાટ ભાંગી જાય.

નિરંજન : કેવા કુત્સિત વિચારો? માફ કરો! વિમળા! હું તમારી આ વસમી આકાંક્ષાને ઠોકરે મારું છું. મને એવો કાચા હૃદયનો તરંગી યુવાન સમજ્યાં? તમારી કામવાસના આટલી હદે પહોંચશે

એની મને ખબર ન હતી. આવી અધમગતાની મને આશા ન હતી. વિમળા! કૃપા કરી મને હવે જવા દો.

વિમળા: જરા ખામોશ! નિરંજન! આવ્યો છે તો હૈયામાં પ્રજળી રહેલા અગ્નિની જ્વાળાઓનું પૂરેપૂરું દર્શન કરતો જા! સ્ત્રીઓને તારો નિર્દય સમાજ શું સમજે છે? સ્ત્રીઓને આવી નિર્માલ્ય, આવી પતિતા, આવી હત્યાચારિણીઓ કોણે કરી? તમે! તમારી ગોઝારી સમાજ રચનાએ! તમારી ભીષણ રૂઢિઓએ! તમારી કુળમર્યાદાઓએ! તમારી સડેલી લગ્નપ્રથાએ! જેણે મારા જેવી સેંકડો આશાભરી નવયૌવનાઓને બકરા, બોખા ધુવડોને ગળે બાંધી એમના ભવ બાળી દીધા છે. કહો! સ્ત્રીઓના આ અધઃપાતની જવાબદારી કોની છે? તમારી! સમાજની! નિરંજન! તમારા સમાજમાં પુરુષોને રામ બનવું નથી; જ્યારે સ્ત્રીઓને પરાણે સતી સીતાના આદર્શો પર દૃઢ રહેવાનો ઉપદેશ દેવામાં આવે છે. લાહ્ય કયાં નથી લાગતી તમારાં એ શાસ્ત્રોમાં!

નિરંજન: વિમળા! વિમળા! કચડાએલા નારીહૃદયનો આ આવેગ માત્ર છે. કાળી વાદળીની ભયાનક ગર્જનાઓ પ્રાણી માત્રના હૃદયમાં ક્ષણભર આઘાત કરે છે; પરંતુ એ વાદળી જ્યાં આર્દ્ર બની તૂટે છે, ત્યારે ધરિત્રીનું હૈયુ કેવું નિર્મળ! કેવું સુચારુ સ્વરૂપ ધારણ કરે છે? કદી તમારી પણ એ હાલત છે. હું તમારા હૃદયની વેદના સમજી શકું છું. સમાજ જે છે તે સદાકાળ રહેવા સર્જાયો નથી. તમારા જેવી લાખો નવયૌવના લલનાઓનાં આંસુ આખરે આ સમાજનો મેલ ધોઇ નાખશે. રૂઢિના ખપ્પરમાં હોમાએલી રાંક અબળાઓના અભિશાપ એક દિવસ નિઃશંક સમાજની આ જીર્ણ દીવાલોને ભસ્મીભૂત કરી નાખશે.

વિમળા : તો શું મારે આખર સુધી આગ આંસુ સારવાં? પરાણે આ દુઃખ દાવાનળમાં સળગી જવું ?

નિરંજન : હા! એવો આત્મભોગ સમાજ સુધારણા માટે અનિવાર્ય છે.

[ હરિદાસ આવે છે; જરા ધીમો ખોંખારો કરે છે; વિમળા આંસુથી ભીંજેલા એના તપ્ત મુખચંદ્રને ઘૂંઘટમાં છુપાવી ચપળ હરણી શી ઓરડામાં ચાલી જાય છે. ]

હરિદાસ : અલ્યા, નિરંજન! તું અહીં ક્યાંથી ?

નિરંજન : આપની શોધમાં જ આવ્યો હતો; પરંતુ આપ બહાર ગયા છો, એમ જાણી પાછો જવા વિચાર કરતો હતો; ત્યાં કાકીએ પરાણે રોક્યો. ગામની બે ચાર નવાજૂની વાતો સાંભળી! આ જુઓને હરિદાસ કાકા! હું તમને પેલી સભાની વાત પૂછવા આવ્યો હતો. ( યુક્તિપૂર્વક વાત બદલે છે; હરિદાસ જરાજર્જરિત કાયાને બળપૂર્વક ખુરશીમાં નાખે છે; નોકર આવી હુક્કો આપી જાય છે; હરિદાસ એના ધૂમ્રગોટાથી આખા ઓરડાને ભરી દે છે.)

હરિદાસ : હાં, જોને નિરંજન! આ તારા દોસ્તદારનું કાંઇ સમજાતું નથી.

નિરંજન : કોનું ? કુલીનચંદ્રનું ?

હરિદાસ : હા, હા, એ પણ હવે ઉંમર લાયક થયો! એના લગ્નનો કાંઇક વિચાર કરવો જોઇશે ને? પરંતુ એ વિષયમાં એના કેવા વિચારો છે તે મારે જાણવા પડે. સારૂં ઘર અને કુળવાનની કન્યા હોય; થોડું ભણેલી હોય; એટલે બસ. પણ રૂપ, રંગ અને સંસ્કારની સમજણ આપણને થોડી પડે! એ બધું કુલીનની પસંદગી ઉપર આધાર રાખે છે. પણ કોણ જાણે એ નાદાન છોકરો હજુ દુનિયા શું છે તે પણ જાણતો નથી.

ખારયો જુવાન જોધ થયો; હવે કાંઇ નાનો કીકો ઓછો છે? છેલછટાક થઇ ફરવું, મોજશોખ કરવા, ગામમાં રોજ નવાં નવાં તોફાન જગાડવાં! અરે! એના તોફાનની કંઇક ફરિયાદો મારી પાસે આવે છે. લોકો ય શું કરે! મારી મોટાઇ આડે આવે છે; સૌ મારા ખાનદાનની લાયકાત પિછાણે છે; નહિ તો કોઇ એનું એવું સ્વચ્છંદી વર્તન સાંખી ન શકે. (હુક્કાનો દમ મારે છે.)

નિરંજન: આપનું કહેવું સો ટકા સાચું છે. મુરબ્બી શ્રી!

નરિદાસ: નહિ તો? સાવ્રુ છેક અંધેર ક્યાં સુધી ચાલે? જરા દુનિયાદારી શીખવી; પાંચ માણસોમાં બેસવું; વ્યવહારની વાતો કરવી; એ બધા તો આગળ પડવાના રસ્તા છે! ગામમાં પેલો દીનબંધુ જેવો ભિખારો આગળ પડે, અને શું મારો કુલીનચંદ્ર પાછળ રહે!

[ નાજુક, પાતળી, સુડોળ કાયાને કોટ–પાટલુન વડે સજાવી; મોઢામાં સુંદર ગોલ્ડફ્લેઇક નાખી, ધૂમ્રવર્તુલો રચતો કુલીન આવે છે. વારે વારે આંખો ઉપર ધસી આવતી વાળની લાંબી લટોને માથા પર પાછી ફેંકવાનો અભિનય કરે છે. કુલીનનું જીવન વિલાસિતાનું કેન્દ્ર છે; ભ્રૂકુટિમાં જાદુ છે; નજરમાં તીર જેવી તીક્ષ્ણતા છે; કલાભરી કામિનીઓનાં કાળજાં વીંધી નાખવાની એ આંખોમાં તીવ્રતા છે. કુલીન એટલે છટા, સુંદરતા અને સ્વચ્છંદતાનો સુમેળ! ]

કુલીન: ( પરોક્ષ ) હુફ! બાપુ બેઠા છે ને હું તો બેફામ સિગારેટ ફૂંકી રહ્યો છું! (સિગારેટ ફેંકી દે છે; મારેલા દમનો ધૂમાડો પરાણે ગળામાં ઉતારવાનો અભિનય કરે છે.) અરે! આ તો બાપ છે કે જર્મન જાસુસ! ( પ્રગટ ) નમસ્તે, પિતાશ્રી!

હરિદાસ : કુલીન !

કુલીન : જી, હાં ! ( દેહના ચિત્રવિચિત્ર વળાંક રચતો જરા પાસે જાય છે.)

હરિદાસ : મોઢામાંથી ધૂમાડી શાની નીકળે છે ?

કુલીન : પેટમાં આગનો બિલકુલ સંભવ નથી; પિતાશ્રી !

હરિદાસ : નાદાન ! મને છેતરે છે ? મારા દેખતાં બીડી પીવાની ધૃષ્ટતા ?

કુલીન : બાપુ ! હવે હું જરા મોટો માણસ થવાના પ્રયાસ કરૂં છું.

હરિદાસ : ( મૂછોમાં મંદ હાસ્ય ફરકાવી ) ઠીક છે; દીકરા ! હું પણ એજ વિચાર કરૂં છું કે બીડી અને હુક્કાથી સમાજમાં ઓળખાણ વધે છે.

કુલીન : હું એનાજ અખતરા કરી રહ્યો છું; પિતાશ્રી !

હરિદાસ : હાં ! એ તો ઠીક, કુલીન ! તું હમણાંજ પેલા જેસંગને ઘેર જા. સાંથની ઉઘરાણી કર. હરામખોરને હજુ પૈસા ભરી જવાની દાનત થતી નથી. લુચ્ચો ! પાજી !

[ હુક્કાની નળી દૂર ફેંકી, ડાચું ફાડી એક વિકરાળ બગાસુ ખાય છે; અને આરામખુરસીમાં ઢળી પડે છે.]

કુલીન : (સ્વ.) સાંથની ઉઘરાણીને નામે જેસંગને ત્યાં રોજ દસ આંટા મારૂં છું. વળી આજે એક વધારે ! પિતાએ કામગીરી તો બહુ જ સુંદર બતાવી ! સાંથ તો બાજુએ રહી; પણ પેલી મદમસ્ત ગૌરીનાં દર્શન તો થશે ! કેવું સુગઠિત શરીર ! કેવી જાદુભરી આંખો ! કેવો મોહક છાતીનો ઉભાર ! આહ ! રૂપ અને યૌવનનો એ અખૂટ ખજાનો કોના ય નશીબમાં નિર્માયો હશે !

[ પ્રસ્થાન ]

હરિદાસ : વારુ, નિરંજન! ગામમાં જે જાહેર સભા થવાની તું વાત કરે છે, તે શું સાચી હકીકત છે!

નિરંજન : જી હા! એ તો ગામમાં રમાકાન્ત અને દીનબંધુ જેવા પ્રગતિવાદીઓ વસે છે, ત્યાંસુધી રોજ કાંઇને કાંઇ પ્રવૃતિઓ થવાની!

હરિદાસ : એ સભાનો હેતુ શો છે? ( ખુરસીમાં જરા ટટાર બેસવાનો પ્રયાસ કરે છે. )

નિરંજન : રિવાજોનાં અનિષ્ટ તત્ત્વો દૂર કરવાનો!

હરિદાસ : પ્રમુખ અને વકતા કોણ છે?

નિરંજન : પ્રમુખ કોમરેડ દીનબંધુ; અને વકતા રાજેશ્રી રમાકાન્ત! અહીં તો રેવડીવાળાનો સાક્ષી ગંડેરીવાળો એવી વાત છે.

હરિદાસ : શું પ્રમુખપદ માટે મારો કુલીનચંદ્ર લાયક ન હતો? દીનબંધુની લાયકાત શી? આ ગામની આગેવાની એ કરી જ કેમ શકે?

[ રામદાસ આવે છે; માથે તાલ પડી છે; મૂછોના વાળ પૂણી જેવા સફેદ બની ગયા છે; શરીરનો મેદ વધી પડ્યો છે; જેથી ગળું અને ગરદન એક બન્યાં છે. સાડાસાત મણની કાયા પરાણે હાલી શકે છે. જીભ જરા જાડી છે; રૂઢિપૂજાની તીવ્ર રેખાથી અંકિત મુખમુદ્રા વિકરાળ લાગે છે. રૂઢિનો રાક્ષસ રામદાસની પ્રચંડ કાયાથી નિરાળો નહિ હોય. ]

રામદાસ : અન્ન, પાણી અને આબરૂ સિવાય જે કહો તે બધી! આ અમારો પેલો રમાકાન્ત પણ અક્કલનો ઓથમીર લાગે છે. સમજતો નથી કે એવા ભિખારીનો શો સંગ?

નિરંજન : રમાકાન્તના પૈસા છે એ એના જ છે! એને ભિખારી કોણ કહી શકે?

રામદાસ: દીનબંધુનું મોઢું નથી કહેતું! એના બાપની મતા નથી, ત્રીજા ઘરનો આવી બાશે તો શું ભાઇ પિતરાઇઓ જખ મારશે?

નિરંજન: જખ તો એની મારશે! રામદાસ કાકા! તમારામાં વળી મીઠું ક્યાં છે? નહિ તો રમાકાન્તની મજાલ છે કે તમને પૂછ્યા વિના પગલું ભરે!

હરિદાસ: અરે પૈસાની વાત બાજુએ રહી; જે સભા થવાની છે તેમાં રમાકાન્ત ગેરહાજર રહે એટલો બંદોબસ્ત થાય તોય બસ છે.

રામદાસ: એથી સભાનું કામ ઓછું અટકવાનું છે?

નિરંજન: પછીની વાત પછી! સભામાં ભંગાણ પાડવા ચાર પાંચ ગુંડાઓને હું સાધી રાખીશ. દીનબંધુનું માથું ભલે ફૂટે! પણ રમાકાન્તને ઈજા ન થાય એ આપણે જોવું જોઇએ.

[ જેસંગ આવે છે; બાજુમાં છૂપાઇને રચાતી પ્રપંચ જાળ જાણી લે છે. જેસંગની કદાવર કાયા કાળભૈરવ શી ઉગ્રતા ધારણ કરે છે. હાથમાં સળવળાટ થાય છે; પરાણે ક્રોધને રોકે છે. જાતિશ્રમ અને સ્વત્વનું ઓજસ એના અંગેઅંગમાં પ્રદર્શિત થાય છે. સુગઠિત ડિલડોળ, દયાર્દ્ર આંખો, અને નિર્દોષ શ્યામ મુખાકૃતિ ઉપર સંતોષનાં સ્મિત ફરકે છે. જેસંગ એટલે પ્રત્યક્ષ પરાર્થ! એની કાયા અર્ધનગ્ન છે; ઢીંચણે અડે તેવી પોતડી પહેરી છે; મેલું, ફાટેલું ફાળિયું એના માથાનું અમૂલ્ય આભૂષણ છે; જગતનો તાત! માનવતાનો રક્ષક! જગબાલને અન્નવસ્ત્રોથી ઢાંકનારો જેસંગ આજે અડધો ભૂખ્યો, અડધો ઉઘાડો છે. ]

રામદાસ: એય છો ને બે ટૂકડાં ખાતો! એટલે પાંસળો થશે.

હરિદાસ: નિરંજન! તો એ જવાબદારી તારી!

નિરંજન: બેલાશક! પરંતુ એમાં જોખમ સો ટકા છે! પૈસા વિના એવાં કામ થાય નહિ! સમજ્યા! કાકાશ્રી!

હરિદાસ: પૈસા માટે બેફીકર રહે. બોલ, કેટલા જોઇએ!

નિરંજન: બસો, ચારસો બસ છે! મુરબ્બી! આપ જેવા શ્રીમંત માટે એ બહુ જ જૂજ રકમ છે. (પરોક્ષ) દુનિયા નિરંજન જેવા નટખટોને શા માટે પોષી રહી છે! દુનિયા કાવત્રાંની જનેતા છે માટે! પુણ્યની પ્રચંડ સાંકળોને ઢીલી કરવા જગત આજે લાખો નિરંજન પેદા કરી રહ્યું છે. આહ! જડતાએ માનવતા સામે જંગ માંડયો છે; પુણ્ય સામે પાપે મોરચા માંડયા છે; બંને એક બીજાનાં નબળાં સ્થાન શોધી રહ્યાં છે. નથી સમજાતું, કયારે કોની મોરચાબંધી તૂટી જશે?

હરિદાસ: વારૂ! નિરંજન! લે, આ ચારસો રૂપિયા! જોજે, પાસા અવળા ન પડે.

[ચારસો રૂપિયાની નોટોનાં બંડલ આપે છે; એક મહાન વિજય મેળવ્યો હોય તેમ મુખ ઉપર આછાં સ્મિત લાવી નિરંજન નોટોનાં બંડલ ખિસ્સામાં સરકાવી દે છે.]

નિરંજન: અવળા દાવ ખેલે એ નિરંજન જુદા!

[નિરંજન પસાર થાય છે; અને આ રીતે સભામાં તોફાન કરવાની ભયાનક યોજના ઘડી રૂઢિપૂજકોની જમાત વિનાશના ઉતરતા ઓળાની જેમ અદૃશ્ય થાય છે.]

જેસંગ: (સ્વ.) આ જમડાંની જમાતે પૈસા આપી ગુંડા લાવવાનું ચોકઠું ગોઠવ્યું લાગે સે! માળા હરામખોર આ કુળવાનોની આંખોમાં પેલા ગરીબોના બેલી, દખિયાંના સાથી! ગાય જેવા

ગરીબ દીનુ અને રમુ કણાની માફક ખૂંચે સે. સભામાં ધાંધલ મચાવી એમનાં માથાં ફોડવાનો ઘાટ ઘડ્યો સે; પણ બચ્ચાઓ! ખબર નથી કે આ જેસંગ જીવે સે તાં લગણ દીનુ અને રમુનો વાળ વાંકો થવાનો નથી. તમારા જેવાં ગચ્છરાંને તો હું ચપટીમાં ચોળી દેશ! ચાલ! જેસંગ! પૈસાદારોના પાપનો ઘડો તું આજ ફોડી નાંખ્ય! તું ય માણસ સે! તારા દલમાં પરભુ વહે સે!

[ પ્રસ્થાન ]



## અંક પહેલો : પ્રવેશ ૪

### સ્થળ : કુલીનચંદ્રનું દીવાનખાનું.
### સમય : બ પો ર ના બા ર.

પાત્રો : કુલીન; નિરંજન; હરિદાસ; સ્નેહલતા; જેસંગ; અને બાળકો.

[ કુલીન સિગારેટના ધૂમાડાનાં વર્તુલ રચતો ખંડમાં પ્રવેશ કરે છે. સ્ત્રીઓના પોશાકની સ્પર્ધા કરતા લાંબા, ખુલતા બત્રીસ ઇંચની ઘેરવાળા પાયજામા ઉપર સુંદર રેશમી પહેરણ પહેર્યું છે. ગળાગાં મફલર નાખ્યું છે; પગગાં બફની મુલાયમ, અણીદાર મોજડીઓ પહેરી છે. ]

કુલીન : ( સ્વ. ) આ પેલો દીનબંધુ ગામમાં ન મળે ઘર કે સીમમાં ખેતર! અને આખા ગામના પંચાતો કરવાનો ફાંકો રાખે છે! બાપ પાછળ બે પૈસા વાપરવા ન મળ્યા, ત્યારે મોટા સુધારક થઇ બેઠા! શું પ્રજાનો ઉદ્ધાર કરવા નીકળી પડ્યા છે? ગાગની બધી મઝા જ તોડી નાખી. સાળુ, ત્રણ પૈસાનું ઢેડું ય સામો જવાબ આપે છે. જમણવાર બંધ કરવા છે! દારૂનિષેધ કરવો છે! વળી અસ્પૃશ્યતા નિવારણનો દાંડો હાથમાં ઝાલ્યો છે. અરે! એમ કહો કે જગતમાંથી કુળમર્યાદા અને ધર્મનું નિકંદન કાઢવું છે. ( નિરંજન આવે છે. )

નિરંજન : વાહ! દોસ્ત! ખાનદાનીની તો વાત થાય! ખૂણામાં પેસી વિધવા પુત્રી ઘરના નોકર સાથે પ્યાર કરે તો પાપ નહિ!

પણ પુનર્લગ્ન તો થાય જ કેમ? દીકરો દેશાટન કરે, ત્યારે પિતા પુત્રવધૂનો પાલવ પકડે એમાં તો શાસ્ત્રોએ સૂચવેલી નિયોગની જ ભાવના છે ને? ખાનગી બધું ય ધર્મ્ય છે! ભાષામાં "ખાનગી" શબ્દ એટલા માટે જ યોજ્યો લાગે છે?

કુલીન : ઓહ! નિરંજન! તું જ છે કે? આવ દોસ્ત! હું તારી જ રાહ જોઉં છું. લે, નિરંજન! (સિગારેટ આપે છે.) જિંદગીમાં મોજ વિના બીજું છે શું? જિંદગીનું પ્રયોજન રસિકતા!

નિરંજન : Oh! I See! ધૂમ્રપાન! Oh! Thanks! (સિગારેટ ચેતાવી પીવા માંડે છે; ધૂમ્રના ગોટાથી ઓરડાનું વાતાવરણ ઘેરું બની જાય છે.)

કુલીન : દોસ્ત! આ તો તારું છેલ્લી ઢબનું સ્વાગત! જો, આજકાલ સંસાર–સુધારનાં સાધનોમાં સિગારેટ મોખરે છે. (કુલીન બાજુના ખંડમાં જાય છે; કબાટમાંથી એક શેમ્પેન નામના લહેજતદાર શરાબની બાટલી લાવે છે.)

નિરંજન : કુલીન! આ શું?

કુલીન : બોટલ, બિરાદર! ભલા, બાટલી શબ્દથી કયાં ભડકે? એમાં ગંગાજળ છે, ગંગાજળ!

નિરંજન : બાળો અધમ! આ તો મદિરા!

કુલીન : અરે, મદિરા નહિ! પવિત્ર મદ્ય છે. નિરંજન! ઋષિમુનિઓ પણ મદ્ય જેવો માદક સોમરસ પીતા હતા; અને મહા યજ્ઞો કરતા હતા.

નિરંજન : ઋષિમુનિઓના પાવન પગલે ચાલવામાં જ ભારતવાસીઓનું ગૌરવ છે; એમને? (પરોક્ષ) રે! અંધશ્રદ્ધા! રે! દંભ! રે! પાખંડ! જુઓ, જુઓ, કુળધર્મના આ પોકળ પૂજારીઓ! સજ્જનતાના સ્વાંગમાં છુપાએલા આ પૈસાદારના પુત્રની પાપલીલાનો મૂર્તિમંત ચિતાર!

કુલીન : અરે, મિસ્ટર! એનો સ્વાદ તો ચાખો! એની તાકાતની તો ખાત્રી કરો!

નિરંજન : શરાબમાં સ્વાદ! શરાબમાં શક્તિ! miracle! Great miracle! આહ! હા! હા! હા! (અટ્ટહાસ્ય કરે છે; કુલીન પ્યાલીમાં મદિરા ભરી મુખમાં ઠાલવે છે.)

કુલીન : અરે! આ તો વસાણાનો રાજા છે! રાજા! એના એક ટીપામાં સો સિંધુને ઉછાળવાની શક્તિ છે! (મદિરાની કેફમાં શરીરનું સ્વાસ્થ્ય ગુમાવે છે; અને આમતેમ ગોથાં ખાય છે.)

નિરંજન : અલ્યા! સીધો ઉભો રહે! ક્યાંક દીવાલમાં ગાબડું પાડી દઈશ. (કુલીનને પકડે છે.)

કુલીન : છ...છ... છોડી દે! ન...ન...નિરૂ! હું બ...બ... બિલકુલ ભ...ભ...ભાનમાં છું. હું પ...પ...પૂર્વજોના પગલે ચાલી રહ્યો છું. જો...જો! પ...પ...પેલી પ્રિયા આવે છે! એને માથે ચોટલો નથી! કેવું સ...સ...સુંદર છે એનું શીર્ષ! ઓહ! એનું માથું જમીન ઉપર! પ...પ...પગ હવામાં હાલે છે. (નિરંજનને બાથમાં જકડી લે છે.)

નિરંજન : એય ઉલ્લુ! આ શું બકે છે? અહીં શાનો વળગે છે? આઘો રહે! (સ્વ.) મારો દીકરો ગોરખધંધાઓથી આબાદ ટેવાઈ ગયો લાગે છે! (કુલીનને સોફા પર બેસાડે છે.) લે, લે, હવે હેઠો બેસ! બાપા! જરા આરામ લે! તારા મગજનું ચક્કર ખસ્યું છે; તારી કલ્પનાનો કનકવો આસમાનમાં ઉડ્યો છે. (કુલીન બળપૂર્વક ઉભો થઈ જાય છે.)

કુલીન : જૂઠ! હું શરાબી! (ફરીવાર પ્યાલીમાં મદિરા ભરી મુખમાં ઠાલવે છે.)

નિરંજન : દારૂના પીપમાં આને ડુબાડી દે તો પણ એની તૃષા

છીપે કે કેમ એ શંકા છે.

કુલીન : નહિ! હું તો પૂર્વજોની માત્ર સુધારેલી આવૃત્તિ છું. પૂર્વજો ગૌમુખીમાં માળાને બદલે ખંજર! અને દેવસેવાની સામગ્રીમાં શાલીગ્રામને સ્થાને શરાબની બોટલ ગોઠવતા હતા.

નિરંજન : બંધ કર! ઓ! પરમ મદ્યપૂજક તારું મદિરાપુરાણ બંધ કર! ભૂંડા મહાસભાની સરકારનો મદ્યનિષેધનો કાયદો લજવાય છે.

કુલીન : એ કાયદો લોકશાસનની ભાવનાને અનુકૂળ નથી. એકને સુખી કરવા બીજાનાં સુખનાં સાધનો ઝૂંટવી લેવાં એ સાચું લોકશાસન ન કહેવાય!

નિરંજન : Democracy! મારો બેટો! આગેકદમ જૂથનો સભ્ય લાગે છે!

કુલીન : નિરંજન! લઘુમતીના હકો ઝૂંટવી લેવાનો કોઈને હક નથી. બહુમતીના તંત્રમાં સાચા લોકશાસનની ભાવના કચડાઈ જાય છે.

નિરંજન : આના શબ્દોમાં સમસ્ત પ્રજાના માનસનો સ્પષ્ટ પડઘો પડે છે! દેશની પ્રગતિને રોકી રહેલું પ્રજાનું આ અજ્ઞાન દૂર કરી પ્રથમ લોકમત જાગ્રત કરવાની અનિવાર્યતા છે. મદ્યનિષેધ જેવા અખતરા ત્યારે જ સફળ થાય.

[ કુલીન દૂરથી તેના પિતા હરિદાસને આવતા નિહાળે છે; આંખોમાં કેફને સ્થાને ભયની છાયા પથરાય છે. ]

કુલીન : ઓહ! નિરૂ! જો તો, સામેથી મારા પિતાશ્રી અહીં આવતા જણાય છે! હું જરા આ મદ્યના પાત્રને વગે કરું!

નિરંજન : કેમ બચ્યા! ઋષિમુનિઓના આદર્શો આકળા પડ્યા!

[ કુલીનની પાપભીરુતા પર એક આકરું વાગ્બાણ છોડે છે; કુલીન ઝડપથી શરાબની બોટલ સંતાડી આવે છે. ]

કુલીન : નહિ, નહિ, એ તો વડીલ લોકોની જરા આમન્યા!

નિરંજન : એમાંય ગુલામી! એમાંય બહુમતીનું તંત્ર? ફગાવી દે એ વડીલશાહી! (હરિદાસ આવે છે; આંખોમાં ક્રોધની જ્વાળા ભભૂકે છે.)

હરિદાસ : કોણ છે વડીલશાહી સામે બંડ પોકારનાર દુષ્ટ! હુફ! શું મારા ઘર સુધી આવી પહોંચી એ દુર્ગંધ?

નિરંજન : દુર્ગંધ દારૂની છે; વડીલ!

હરિદાસ : હેં મારા ઘરમાં દારૂ? શ્રી હરિ!

કુલીન : મદ્યપાનનો મહિમા મેં એક પુસ્તકમાં વાંચ્યો છે; પિતાશ્રી?

હરિદાસ : હેં! (આંખો ફાડી કુલીન સામે તાકી રહે છે.)

કુલીન : પિતાશ્રી! દારૂથી શારીરિક સ્વાસ્થ્ય ટકે છે; અને બેચેની નાશ પામે છે.

નિરંજન : હા મુરબ્બી! એ તો વસાણાનો રાજા છે! વિજ્ઞાનશાસ્ત્રી જગદીશચંદ્રના ઉત્તરાધિકારી કુલીનચંદ્રનું એ મહાન સંશોધન છે.

હરિદાસ : અરે! ઓ દુષ્ટો! મારા ઘરમાં આવો ભ્રષ્ટાચાર?

નિરંજન : હોય; કાકા! એ તો જુવાનીના જુસ્સામાં તમેય કંઇક ઊંધાં છત્તાં કર્યાં હશે!

હરિદાસ : ખરૂં કહ્યું, દીકરા મારા! જોને, હવે મારો કુલીન મઝાનો જુવાન થયો! માગાં તો ઘણાં આવે છે; પણ કુળવાન કન્યા અને પાંચ હજારની પહેરામણી વિના આ હરિદાસના ઘરનો વર ઘોડે કેમ ચડે?

નિરંજન શું વરવિક્રય?

હરિદાસ : જી, હા! કુળની તો કિંમત થાય ને?

નિરંજન : સો ટચ સોનાનો સિક્કો! કાકા! વાત મુદ્દાની છે. (સ્વ.)

જ્યારે શ્રીમાને ઘરડે ઘડપણ કન્યા માટે એક જ કોથળી ઢીલી કરી હતી! એક નંગ તો હાલમાં જ ખરીદી ખાંજરે નાખ્યું છે.

[સ્નેહલતા અને બીજી ગ્રામ્યકન્યાઓ પ્રૌઢશિક્ષણફંડની ભિક્ષા ઝોળી લઇ પ્રવેશ કરે છે. કુલીન અને નિરંજન ચાલ્યા જાય છે.]

સ્નેહલતા: વડીલ! વંદેમાતરમ્! (બે હસ્ત જોડી નમસ્કાર કરે છે.) આપના ચરણોમાં એક ભિક્ષા છે.

હરિદાસ: ભિક્ષા? ભીખનો ધંધો ક્યારથી શરૂ કર્યો? સ્નેહલતા!

સ્નેહલતા: ભિક્ષા એક પ્રકારની નથી હોતી. આ તો રાષ્ટ્રીય ભિક્ષા છે. એમાં જનસમૂહના કલ્યાણની ભાવના છે. સૈકાંથી વહેમ અને અજ્ઞાનના કાદવમાં ખૂંપી ગએલા રાષ્ટ્રના કરોડો પ્રૌઢ અભણોને ભણાવી તેમના હૃદયમાં રાષ્ટ્રપ્રેમ જાગ્રત કરવા નિરક્ષરતા નિવારણની યોજના કરવામાં આવી છે.

હરિદાસ: શું દુનિયા નઠોર બની છે? ભીખ માગવી એ તો આજકાલ શરાફી ધંધો થઇ પડ્યો છે.

સ્નેહલતા: આપ જેવા પૈસાદાર શું એટલું દાન પણ નહિ આપી શકે?

હરિદાસ: નહિ; સાડી સાત વાર નહિ; ચાલ્યાં જાવ.

સ્નેહલતા: તમારે હૃદય છે કે પથ્થર?

હરિદાસ: આહ! ફૂલ જેવા હલકા શબ્દો હૃદયમાં કાંટાની માફક વાગી રહ્યા છે. સ્નેહલતા! સાચી વાત એમ છે કે આજકાલ વેપારધંધામાં મંદીનું મોજું ફરી વળ્યું છે!

સ્નેહલતા: પણ શ્રીમંતોના મોજશોખમાં તો તેજીના તરરંગો ઊછળી રહ્યા છે.

હરિદાસ: નહિ, નહિ, સ્નેહલતા! મોજશોખ તો આજકાલ સુકાઇ ગયા છે. પણ દાન દક્ષિણાઓનો રાફડો ફાટી નીકળ્યો છે.

જાત જાતનાં ફંડો ફાટી નીકળ્યાં છે; દુકાળફંડ! ગૌગ્રાસફંડ! વૉરફંડ! પ્રૌઢશિક્ષણફંડ! અને લૂલાં લંગડાંની જમાનો તો ખાસ ઉભરાએ જ જાય છે.

સ્નેહલતા: ઓ! હો! દાનેશ્વરી કર્ણ પણ આપની સખાવતોનાં બયાન સાંભળી સ્વર્ગમાં શરમાતો હશે!

હરિદાસ: સ્નેહલતા! મારી સમજમાં પ્રૌઢશિક્ષણ એ મૂડીવાદ સામેનું કાવતરું છે.

સ્નેહલતા: શું સુંદર છે વ્યાખ્યા એમની પ્રૌઢશિક્ષણની! આમ્યજનતાનું આ ભયાનક અજ્ઞાન જ દેશની પ્રગતિને અવરોધી રહ્યું છે; એનું આ મૂર્તિમાન દ્રષ્ટાંત! તમામ પ્રૌઢોના વિચારો જો આવા સંકુચિત હોય તો બીજાં ખસો વર્ષો સુધી હિંદે ગુલામીની બેડીઓમાંથી છૂટવાની આશા છોડવી પડે!

[ જેસંગ સાંથનાં નાણાં ભરવા હરિદાસ પાસે આવે છે; સ્નેહલતાના નિરાશાજનક વિચારોથી એના હૃદયમાં આઘાત થાય છે; હૃદયમાં પરાર્થની પરમ જ્યોત જાગે છે. ]

જેસંગ: બેન! ઇમ નરાશ થા મા! સો પૈસાદારો જે ભીખની ઝોળી નહિ ભરી શકે એ હું એકલો ભરી દેશ! લે, સ્નેહલતા! આ મારા ખસો રૂપિયા! (રૂપિયાની પોટલી સ્નેહલતાના હાથમાં મૂકે છે.) આ દાન મારૂં નથી. ધરતી માતાનું સે! ધરતીના ધાવણમાંથી પેદા કરેલું આ ધન ધરતી માની મુક્તિ માટે નહિ વપરાય તો બીજા શા કામમાં આવશે?

સ્નેહલતા: જેસંગ! જેસંગ! તું ખેડૂત નથી; કોઇ દેવ છે. પ્રૌઢશિક્ષણમંડળ તારા આ ભવ્ય આત્મભોગની કદર કરે છે; પરંતુ એ તારૂં દાન નહિ સ્વીકારી શકે; કેમકે એ એટલું બધું નિર્દય નથી, કે આ પથ્થર હૃદયી શ્રીમંત માફક તાર

જેવા એક ગરીબ શ્રમજીવીને લૂંટી બેહાલ બનાવે.

જેસંગ: નહિ, નહિ, આ દાન તમારે લેવું પડશે. જેસંગ ભલે ગરીબ સે; એનું હૃદય ગરીબ નથી.

સ્નેહલતા: કલ્યાણ હો! ગરીબો! તમે ગરીબ છો એજ તમારૂં પરમ સદ્‌ભાગ્ય છે. ગરીબી જીવનની શ્રેષ્ઠ સંપત્તિ છે. ગરીબો! કદી ગરીબાઇ ન છોડશો. ગરીબાઇ શાન્તિની જનેતા છે.

હરિદાસ: (સ્વ.) અફસોસ મારી શ્રીમંતાઇમાં આ ગરીબ ખેડૂતે ધૂળ નાખી! મારી સાગે મારો એક અદનો ખેડૂત આટલું માન મેળવી ગયો? નહિ, નહિ! (પ્રગટ) જેસંગ! જેસંગ! સાંથના રૂપિયા બારોબાર દાનમાં આપવાની તારી મજાલ છે?

જેસંગ: હરિદાસ! તમે સાંથના ખણી સો! આજથી હાત દનમાં હું તમારા રૂપિયા ભરી દેશ! પછે કાંઇ!

હરિદાસ: પછી બછી નહિ! હમણાં જ રૂપિયા જોઇએ.

જેસંગ: દિયા કરો! બાપા! ગરીબો ઉપર આવા જુલમ ના કરો.

હરિદાસ: તો જબ મારવા દાનેશ્વરી બન્યો?

જેસંગ: તમારી વાંહે મોટો ભા થવાનો મને અભરખો નથી. દાતારીનો ફાંકો બતાવવા મેં આ દાન નથી કીધું. ગાંધી બાપુનાં વેણ રાખવા આ ભોગ દીધો સે.

હરિદાસ: બકવાટ છોડી દે! મારાં નાણાં હમણાં જ આ સ્થળે આપી દે.

જેસંગ: ઉપાય નથી.

હરિદાસ: ઘરબાર વેચી દે; હરામખોર!

જેસંગ: છોકરાંને નિરાધાર કરૂં ઇમને?

હરિદાસ: જાતનું ગુલામી ખત લખી દે!

જેસંગ : હૈયાની ભઠ્ઠીનો અગ્નિ તમને ભસ્મ કરી નાખશે.

હરિદાસ : પરવા નહિ.

જેસંગ : તો લખો કાગળ : ધરગાર ગીરવું સું !

( હરિદાસ એક કાગળમાં કાચું ગીરો ખત તૈયાર કરે છે. )

સ્નેહલતા : નહિ, નહિ, જેસંગ ! કૃપા કરી તારાં નાણાં પાછાં લે ! પ્રથમ માંથ ભરી આ શ્રીમંત રાક્ષસની લોહીતૃષા પૂરી કર.

જેસંગ : નહિ, નહિ, આ કાયાના કકડા થાય તો પણ આપેલું દાન પાછું લે એવો આ જેસંગ કાયર નથી.

બાળાઓ : "રઘુકુલ રીત સદા ચલી આયી
પ્રાન જાય અરૂ વચન ન જાયી."

હરિદાસ : લે, જેસંગ ! આ ખતપત્રમાં તારા અંગૂઠાની છાપ પાડી દે.

જેસંગ : ખોટાં ખાતાં ઉપર અભાગોનાં આંગળાં કાપી ચોડવાના દન હવ વહી ગયા સે. પ્રૌઢશિક્ષણના પરતાપે હુંય બે આંકડા પાડતાં શીખ્યો સુ; હમજ્યા !

હરિદાસ : માટે જ કહું છું ને કે પ્રૌઢશિક્ષણ એ મૂડીવાદ સામેનું કાવતરું છે.

સ્નેહલતા : કાવતરું નહિ; પરંતુ તમારા જેવા શોષણ નીતિના પૂજારીઓને માનવતા શીખવવાનું એક બળવાન શસ્ત્ર છે.

જેસંગ : લ્યો, તનંગરો ! આજે હસી લ્યો; આવતી કાલ અમારી સે.

( જેસંગ કાગળ ઉપર સહી કરી આપે છે; એના મુખ ઉપર નિર્ભયતાનો ઉન્માદ ફરકે છે. )

હરિદાસ : છટ ! જોઇ લેવાશે. ( સ્વ. ) સાળું કાળચું ફાટયું લાગે છે ?

સ્નેહલતા : જોવા ટાણું નહિ રહે; ઓ નિર્દય ! પ્રજાનાં પૂરમાં એવા ઘેરાઇ જશો કે તમને તમારૂં શું છે એ નહિ સમજાય.

યવનિકા.

# અંક ૧: પ્રવેશ ૫

## સ્થળ: સીમનો રસ્તો

## સમય: બપોરના બાર

પાત્રો: ગૌરી; કુલીન; દીનબંધુ; નિરંજન; રમાકાન્ત; જેસંગ અને રામદાસ.

[ગૌરી માથે ભાથાની પોટલી અને બગલમાં પાણીની ગટુકી ઘાલી સીમમાં જાય છે; વેલ ભાતના લેરિયાની ઓઢણી અને છીંટનો ઘાઘરો પહેર્યાં છે. અતલસની તંગ ચોળીની આડમાં ડોકિયાં કરતી પીન સ્તનની તીક્ષ્ણતા જોનારની આંખોને ચંચળ કરે છે. સાદાં વસ્ત્રાભૂષણોમાંય ગૌરીની ગ્રામ્યસુંદરતા ઓર ખીલી રહી છે. જોબનની કળી હમણાં જ ખીલી હોય એમ ગૌરીના વક્ષનો ઉભાર, નિતંબનો ભરાવો, ભ્રૂભંગના જાદુ અને શ્યામ, છતાં સુડોલ, માંસલ કાયા મદિરા જેવી માદક લાગે છે. બપોરના પ્રખર તાપમાં ગૌરીના શ્રમસિકત કપોલની રક્તિમાએ અપૂર્વ મોહકતા ધારણ કરી છે. ગૌરીની ચાલમાં આજે કાંઇક ઝડપ છે.]

ગૌરી: (સ્વ.) બળ્યાં ઝળ્યાં એમાં વૈશાખના બપોર! માડી રે! બળતી લાહ્યમાં ભઇની હાટુનો રસ્તોય ખૂટતો નથી!

[સામેથી કુલીન આવે છે; આંખમાં વિકાર છે; લાલસાએ મદભરી ગૌરીના યૌવનને ઘણા દિવસથી દાઢમાં ઘાલ્યું છે; રસ્તો નિર્જન છે; એકાન્ત છે; બધી રીતે પોતાની વિષયલાલસા તૃપ્ત

કરવાનો કુલીનને સુયોગ હાથ લાગ્યો છે. ગૌરી જરાક વળાંક લઈ ચાલવા માંડે છે; કુલીન તેનો રસ્તો રોકી ઊભો રહે છે.]

કુલીન : ગૌરી! શી લાહ્ય વરસે છે? આ કોમળ કાયાને આ શાં કષ્ટ વેઠવાં? ગૌરી!

ગૌરી : બોલતાં લાજતા નથી! નફ્ફટ! આઘા રહો; દાઝણું થાય સે!

કુલીન : તો લે, આ મારી ચંપલ! આગ દાઝતી શી રીતે ચાલીશ!

ગૌરી : કુલીન ભા! અગ હરખાં ગંકની ઠેકડી કરતાં લાજતા શેં નથી! તમે તો મારા ભાઈ જેવા સો! આઘા રહો! મને જવા દો! દાડો માથે આવ્યો સે; દાજી ભૂખ્યા સે.

કુલીન : ગૌરી! મારા હૃદયની રાણી! તારી આ ગદભરી જુવાનીએ મને ઘેલો કર્યો છે, તારાં મદભર નેનોએ મને વીંધ્યો છે; ગૌરી! આ રૂપ, આ દેહ! શું આવાં અઘોર કષ્ટો વેઠવા સરજાયાં છે? એક ચુંબન લેવા દે! ગૌરી! એક જ સ્પર્શમાં જગત-આખાની મધુરતા માણી લેવા દે! (ગૌરી તરફ ધસે છે; અને પરાણે એનો હાથ પકડી લે છે.)

ગૌરી : આઘો રહે! મૂઆ! વળગે સે કેનો? તારી ઘરવાળી ધારી શું? નફ્ફટ! શું મને તારા જેવી વંઠેલ ધારી! મને અડચો તો તારો અઈડિયો ચૂસી ખાશ.

કુલીન : ગૌરી! તેં આ હૃદયના ટુકડા કર્યા છે. ન સતાવ; જાદુગરણી! વધુ ન તલસાવ.

ગૌરી : ધ્યાનત સે તને! થૂ સે તારી જાતને! ધૂળ પડી તારા જન્મારામાં! મૂઆ, નફ્ફટ! જોગો ના હોય તો મોટો કુળનો કકડો! આંગ સેગશેડે હલકા લોકોની દીકરીઓની લાજ લેવા આવ્યો સે! ફાટી મૂઆ! લાગલો હાથ ઝાલી લે સે! આવી ગંદી વાતું કરતાં ફાટી શેં નથી પડતો!

કુલીન : નાદાન, બેકદર! ગૌરી! મારી આજ્ઞાના ચૂરા કરી તું દુઃખી થઈશ તારા બાપનો હું લેણદાર છું. હા કહે! મારી ઇચ્છા તૃપ્ત કર! ન્યાલ બનાવીશ! માગીશ તેટલાં મૂલ આપીશ! હા કહે, ગૌરી!

ગૌરી : તારી લાખોની સાહ્યબીને હું ઠોકરે મારું છું! મને મારો ધરમ વહાલો સે. શિયળ જેવી મોંઘી ગતા લુટાતાં પહેલાં હું મારું ગળું ઘૂંટી નાખીશ.

કુલીન : એમ છે? એટલું બધું ગુમાન? (ગૌરીને પરાણે બાથમાં લેવા પ્રયાસ કરે છે; ગૌરી એક કારમી ચીસ પાડી ઉઠે છે; અચાનક દીનબંધુ આવે છે; કુલીનના માથામાં મુક્કાનો સખ્ત આઘાત કરે છે.)

દીનબંધુ : બદમાશ! નિર્દય! પાપી!

કુલીન : કોણ દીનબંધુ! (ગૌરીને છોડી દે છે; માથું શરમથી નીચે ઢળી પડે છે.)

દીનબંધુ : હા; નિર્દોષ ગ્રામ્યકન્યાઓનાં શિયળ શું આટલાં બધાં સસ્તાં છે? આ તમારી કુળમર્યાદા છે? આ તમારો ધર્મ છે? અરે, ઓ! નરરાક્ષસો! ઓ વાસનાના ગુલામો! આવી નિર્દોષ, કુંવારી કન્યાઓને શિયળભ્રષ્ટ કરતાં તમારા હૃદયમાં જરાય અનુકંપા થતી નથી! હલકી કોમનાં અનાજપાણી લેતાં તમારી કાયા ભ્રષ્ટ બને છે! તો એમની કન્યાઓના દેહનો સ્પર્શ કરતાં તમારી ધર્મભાવના ક્યાં અદૃશ્ય થાય છે?

કુલીન : (સ્વ.) અફસોસ! (મોઢું શરમથી કાળું પડી જાય છે; દેહમાં આછી કંપારીઓ જાગે છે.)

ગૌરી : દીનુભા! કોણ જાણે આ મૂઓ આજે આ શરીરનું શુંય કરી

નાખત! તમે જો ના આવ્યા હોત તો આ રોગ્યો મારા ધર્મનું નખ્ખોદ વાળત! મારી લાજ લેઇ નાખત! તો તો એંઠા ધાન જેવો આ ગંદો દેહ ઉકરડે દેવાનો દિ આવત! લ્યો! તાણે, રામરામ! દીનુભા! મોડું ઘણું થ્યું સે; દાજી ભૂખ્યા સે; શુંય કરી દેશે! દીનુભા! ભગવાન તમારું ભલું કરે!

દીનબંધુ: ગૌરી! ગૌરી! મેં તો આજે એક અસહાય અબળાની સેવા બજાવી કેવળ માનવધર્મ અદા કર્યો છે.

ગૌરી: એ સેવાનો બદલો હું એક દિ વાળીશ, દીનુભા! [ગૌરીનું પ્રસ્થાન]

કુલીન: યાદ રાખજે; દીનબંધુ! મારા માર્ગમાં કાંટા પાથરી તું સુખ નહિ પામે.

દીનબંધુ: શ્વાનના હુંકારથી ગજરાજ ગભરાતો નથી! શિયળરક્ષા એ મારો પરમ ધર્મ છે; ગરીબોની સેવા એ મારું પરમ શ્રેય છે. નિઃસ્વાર્થ સેવાભાવ કદી ધમકીઓને તાબે થતા નથી.

[દીનબંધુ ચાલ્યો જાય છે; બીજી તરફથી નિરંજન આવે છે; મોઢાની સીસોટી વાગે છે; કોઇક ફિલ્મના ગીતનો સૂર એમાંથી નીકળે છે; હાથમાં કાળી કેઇન પકડી છે; અવારનવાર સોટીને ચક્કર ચક્કર ફેરવવાનો પ્રયાસ કરે છે.]

નિરંજન: કેમ? કાંઇ આજે જે તે સીમની સફરે નીકળી પડયા છો? આજકાલ સીમના રસ્તા ય રસિકતાથી છલકાતા રહે છે શું?

કુલીન: હા, યાર! વેરાનમાં પણ કદી વિલાસિતાનાં દર્શન થાય છે. આ હમણાં જ પેલી ગૌરી ભાત લઇને ખેતરે ગઇ; નિરંજન! શું એની ચાલવાની છટા! યૌવન તો અંગમાંય સમાતું નથી! (દીર્ઘ નિઃશ્વાસ નાખી) નિરંજન! દાવ તો સાધ્યો; પણ અફસોસ! પાસા અવળા પડ્યા, શિકાર હાથમાંથી છટકી ગયો.

નિરંજન : સમજ્યો, બચ્ચા! આજકાલ તું સીગરેટ શોધતો ફરે છે, તે આટલા માટે જ! પણ કુલીન! સંભાળજે! ગૌરી તો હલકી કોમની કન્યા છે. એની પાછળ પડ્યો છે; પણ એ તો સિંહણનાં દૂધ છે.

કુલીન : અરે, જાત ગમે તે હોય; પણ રૂપનો ખજાનો છે તેનું શું? ગામમાં માલ તો એ જ છે; યાર! હાં. (વાત કરતાં કરતાં કુલીનનું મન ગાંડલું નાચવા લાગે છે)

નિરંજન : આજકાલ આંતરજ્ઞાતીય લગ્નો એટલે ફેશન! તું ય આંતરજ્ઞાતીય એકતાનું બીડું ઝડપી લે. મારાં તને પ્રથમ અભિનંદન! લે, ભાઈ; ત્યારે હવે જાનમાં કયારે લઈ જાય છે?

કુલીન : એ બધું બાપુના હાથમાં! ઘણી કન્યાઓનાં માગાં આવે છે; પણ આ સેવક પરણવાની ના પાડે છે.

નિરંજન : તું ના પાડે છે કે એ કન્યાઓ!

કુલીન : નહિ, નહિ, હું જ ના પાડું છું. જો રાજન! કેટલીય સુંદર અને સંસ્કારી કન્યાઓએ પોતાના ફોટા પણ મારી ઉપર મોકલ્યા છે. (ખિસ્સામાંથી ફોટા કાઢી બતાવે છે, નિરંજન તેને ઊંધા છત્તા કરી જુએ છે.)

નિરંજન : ઓ! હો! આતો પરીઓનું પ્રદર્શન! કુલીન! આપણી જ્ઞાતિમાં આવી છોકરીઓ કોની છે? આ તો સિનેમા સ્ટારોના ફોટા લાગે છે!

કુલીન : શું હું એવો દબેલો છું? અરે, આ કુલીન તો કળિયુગનો કનૈયો છે!

નિરંજન : પરંતુ ગોપીઓ ક્યાં છે?

કુલીન : ગામમાં ગૌરી છે; લતા છે; ગીતા છે; એ બધી ગોપીઓ જ છે તે

નિરંજન : (સ્વ.) નવી માનું નાગ અદ્ધર ખાઇ ગયો, દીકરો! શું સમાજનું નીતિશાસ્ત્ર ડોળાઇ ગયું છે? જે રીતે પુરુષ આખા સમાજની સ્ત્રીઓનું માલિકીપણું ધરાવવાનો છૂપો મનસૂબો રાખે છે; એજ રીતે જો સ્ત્રી સમાજના બધા જ પુરુષો ઉપર પોતાનો માલિકી હક હોવાનો દાવો કરે, તો લગ્નની સંસ્થાનો નાશ થઇ જાય! અને વ્યભિચાર જગતનો મહા ધર્મ બને! ( રમાકાન્ત આવે છે. )

રમાકાન્ત : ત્રિરાશિ ખોટી માંડો છો; તમે લેખો ધારો છો એટલી સ્ત્રીઓ અર્ધદગ્ધા નથી. સ્ત્રી પાસે શીલ જેવી મહાન સંપત્તિ છે; જ્યારે પુરુષો પાસે એવું કશું મહાન નથી, જે એને સાચવવું પડે. સ્ત્રીઓના પુણ્યથી આ સમાજ ટકી રહ્યો છે.

કુલીન : રહેવા દે રાંડોની ખુશામત! સીતાની થોડીય મરજી વિના રાવણની મજાલ હતી કે એને ખભે બેસાડે! સીતામાં સાચું સ્ત્રીત્વ હોત તો એણે એ સ્થળે જ પોતાનો ઘાત કર્યો હોત.

રમાકાન્ત : વિચારો પાંગળા છે; બુદ્ધિનું દેવાળું છે. કુલીન! ચોરનું દ્રષ્ટિબિંદુ ચોરીને મહાધર્મ ઠરાવે છે, વ્યભિચારી એમ માને છે કે પોતે પ્રેમનો પૂજારી છે! આ રીતે સંસ્કૃતિનું માપ કાઢવા બેસીએ તો આ સંસાર સ્વપ્નું બની જાય.

નિરંજન : રમાકાન્ત! આ કુલીન જેવા દસ સભ્યો તમારા મંડળમાં હોય તો?

રમાકાન્ત : તો મંડળની મહત્તા વધી પડે.

નિરંજન : અરે, એમ કહે કે મંડળ મેદાનમાં પલટાઇ જાય.

રમાકાન્ત : હું નથી ધારતો કે તમે માનો છો એટલો કુલીન નઠોર હોય!

કુલીન : તમારું મંડળ મુફલિસોનું ટોળું છે. કુલીન જેવો સભ્યતાનો પૂજારી એવી સભાનો અનુયાયી ન હોય.

રમાકાન્ત: સભ્યતાને માથે શીંગડાં તો નથી હોતાં ને? સભ્યતાના સ્વાંગ સજી માનવી કેવા કેવા કારમા કિસ્સા કરે છે; એ કોઇ કુળવધૂના હૈયાને પૂછો! ઘરને ખૂણે આંસુ સારતી વિધવાને પૂછો! કલેશ, બાળહત્યા, અને વ્યભિચાર એ સૌ કુળવાનોની સૃષ્ટિના શાંત જ્વાળામુખી છે.

નિરંજન: ફાટશે એક સામટા! પ્રજાળશે પૃથ્વીનાં પાખંડ! જો કામવન જોવું હોય તો પેસી જાવ, કુળવાનોના ઘરના ખૂણામાં! આફતનો અવાજ છે; ભાઇ! જાહેરમાં સ્નેહલગ્ન કે વિધવા-વિવાહ ન થાય; પણ ચાર દીવાલોની ભીતરમાં કામી પિતા વિધવા પુત્રવધૂનો હાથ પકડી શકે એ કુલીનતાનો મહિમા! એ શિષ્ટતા! એ સભ્યતા!

રમાકાન્ત: કુળ અને લાજમાં પોકળતા ભરેલી છે; બહારનો દેખાવ જરા ઉજળો; પરંતુ કાળજાં તો કોલસાથી વધુ કાળાં. અફસોસ! કુળના નામે આજે આ સમાજ ઉચ્ચ નીચ અને રાંક શ્રીમંતની ખેંચાતાણીનું ઘોર સમરાંગણ બન્યું છે.

કુલીન: રમાકાન્ત! રમાકાન્ત! આ બીનજવાબદાર આક્ષેપો પાછા ખેંચી લે.

રમાકાન્ત: સત્યવકતા એવી ધમકીઓથી ડરતો નથી!

કુલીન: મારા સ્વમાનને હાનિ પહોંચે છે.

રમાકાન્ત: દેશદ્રોહીને સ્વમાન હોતું નથી; એ કૂતરો છે.

કુલીન: એમ છે? તો લે. (ચપ્પુ કાઢી રમાકાન્ત ઉપર ઘા કરવા ધસે છે; જેસંગ આવી તેનો હાથ પકડી લે છે.)

જેસંગ: હેં! હેં! કુલીન ભા! કોના પર ઘા કરો સો! (જેસંગના પ્રચંડ બાહુમાં જકડાએલો કુલીન પાંદડા માફક કંપે છે; ચપ્પુ હાથમાંથી નીચે સરી પડે છે.)

નિરંજન : અનિલની મંદ લહેરીઓ ભીષણ વંટોળિયામાં પલટાતી લાગે છે! મારા મગજમાં કાવ્ય સ્ફૂરે છે; માલશ્રીના મંદ સ્વરોમાં ભૈરવીની ભીષણતા ભળી જાય છે; અને પગમાં પીછેહઠનો મધુર સળવળાટ જાગે છે! નાસ! નિરંજન! અધર્મનો સાક્ષી થવું હોય તો હવે અહીં ઊભો રહે. (નાસવા માટે આઘો પાછો થાય છે.)

કુલીન : નિરંજન!

નિરંજન : ભાઇસા'બ! મને જરા ઝાડો લાગ્યો છે.

[ પ્રસ્થાન ]

જેસંગ : રમુભા! પૈસાદારોનાં કાળજાં આવાં કાળાં હશે?

રમાકાન્ત : જેસંગ! પૈસાદારો તુચ્છ નથી; એમનો પૈસો તુચ્છ છે. પૈસો જ પાપનું મૂળ છે. પૈસાદારને કદી શાન્તિ નથી. શાન્તિ તો સાધુતામાં જ છે.

કુલીન : તો, તું પૈસાદારનો પુત્ર નથી?

રમાકાન્ત : દુનિયા ભલે એવું કહે; મેં મારી જાતે કદી શ્રીમંતાઇનું ગૌરવ માન્યું નથી.

કુલીન : ગરીબોની આટલી બધી મહત્તા શા માટે?

રમાકાન્ત : ગરીબો મને ગમે છે માટે! દરિદ્રતા સુવર્ણ જેવી નિર્મળ છે.

કુલીન : જેસંગ અને દીનબંધુ ગરીબ છે, માટે તું એમને સહકાર આપી રહ્યો છે એમ ને!

રમાકાન્ત : હા, દુનિયાની નજરે જે ગરીબો છે તે મારી નજરે માનવતાના પૂજારીઓ છે.

કુલીન : એવો મોઢાનો સહકાર અને સહાનુભૂતિ શા કામનાં? એમને પૈસા આપી એમની સેવા બજાવ! દીનબંધુ પાસે અમારા ઘણા

રૂપિયા લેણા છે; એ તું જ આપી દે! ખાત્રી થશે તારા સેવાભાવની.

રમાકાન્ત : શ્રીગંતાઇ આટલી અછકલી છે એ આજે બરાબર જાણ્યું. કુલીન! જા, દીનબંધુનું દેવું હું અદા કરીશ. એને તુચ્છ કહેનાર તું કોણ? તને પૈસાની ગંધ છે; તો દીનબંધુ પાસે સંસ્કાર-સંપત્તિ છે. (રામદાસ આવે છે.)

રામદાસ : મૂંગો મર! દાતારના દીકરા! તારી પાસે આપવાનું છે શું? પૈસા તો તારા બાપે પેદા કર્યા છે. વડીલોપાર્જિત મિલકત વેડરી નાખવાનો તને શો અધિકાર છે?

રમાકાન્ત : આપ શું કહેવા માગો છો?

રામદાસ : એજ કે અમે તાકી રહીએ અને કૂતરાં ઉજાણી કરે, તે અમારાથી સહન નહિ થાય. અમને પૂછ્યા વિના દીનબંધુ કે જેસંગને એક રાતી બદામ પણ નહિ આપી શકાય; સમજ્યો?

રમાકાન્ત : કાકા, કાકા! પૈસા મારા અને ગુલામી તમારી? હું સંપત્તિનો સ્વામી છું; ગમે તેમ કરૂં; તમે રોકનાર કોણ છો?

રામદાસ : હું તારો કાકો! અહવા મારૂં અપમાન!

રમાકાન્ત : હા, કાકા કાકાની ફરજ ચૂકે તો અપમાન પણ થાય! કાકાશ્રી! મિત્રોને દુઃખમાં મદદ કરવી એ માનવીનો પરમ ધર્મ છે.

રામદાસ : રમાકાન્ત! વડીલોની આમન્યા ન તોડ! ઉદ્ધત છોકરા! આ બદમાશોનો સંગ કરીશ તો જેલ ભેળો થઇશ. (રામદાસની આંખમાં વરૂની વિકરાળતા ચમકે છે.)

રમાકાન્ત : જેલ! કારાવાસ! એ તો સ્વર્ગ! એ પવિત્ર શાંતિનું ધામ છે. સંસારના કાવાદાવાથી કંટાળેલો રમાકાન્ત જેલનો વાસ હસતે

મોઢે સ્વીકારવા તૈયાર છે. પ્રજાસેવકને એ સિવાય અન્ય ગૌરવ નથી.

રામદાસ : રમાકાન્ત! જિંદગીની સલામતી ચાહતો હોય તો પેલી સભામાં જવાનું માંડી વાળજે!

રમાકાન્ત : એ નિર્માલ્ય રમાકાન્ત હું નહિ. પ્રતિજ્ઞાથી પાછો પડે એ હિંદવાસી નહિ।

કુલીન : રામદાસ કાકા! આ આજનાં છોકરાં તમારૂં માન નહિ રાખે.

રમાકાન્ત : શ્રીમાન! આપ કેટલાં સૈકાના પુરાતન છો? અમે છોકરાં! અમે તરણાં! આપ મોટું ઝાડ કયારના છો?

રામદાસ : નરાધમ! છેક જ નરાધમ! (રામદાસ અને કુલીન ચાલ્યા જાય છે.)

જેસંગ : રમુભા! અમારે માટે તમે આવો કકળાટ શા માટે વેઠી રહ્યા સો?

રમાકાન્ત : જેસંગ! સેવાનો માર્ગ વસમો છે. પરંતુ સત્યના પૂજારીનો શાંતિ એ પરમ ધર્મ છે. મને વિશ્વાસ છે કે પૃથ્વી પાખંડને એક દિવસ જરૂર ગળી જશે. સંકટો વેઠયા વિના સિદ્ધિ કદાપિ મળતી નથી; જેસંગ! (જેસંગ અને રમાકાન્તનું પ્રસ્થાન.)

પટપરિવર્તન



## અંક ૧: પ્રવેશ ૬

### સ્થળ: ગામની પાદરે શિવાલયનો ચોક
### સમય: સમીસાંજ

પાત્રો: સ્નેહલતા; તરુણો; રમાકાન્ત, દીનબંધુ; જેસંગ; રામદાસ; ગૌરી; જગુ, શ્રોતાઓ અને ગુંડા.

[શિવાલયના વિશાળ ચોકમાં એક પાટ ઉપર સભામંચ બનાવ્યો છે; ત્રિરંગી ધ્વજ અને આશોપાલવનાં પાંદડાંનાં તોરણો વડે ચોકને શણગાર્યો છે. ગામમાં જાણે ભવ્ય ઉત્સવ હોય એવો આભાસ થાય છે; શ્રોતાઓ ધીમેધીમે સભાસ્થાનમાં આવતા જાય છે; સ્નેહલતા બાળકોને રેંટિયાનું મહત્ત્વ સમજાવે છે.)

સ્નેહલતા: વિશ્વબંધુત્વ અને એકતાની ભાવના જાગ્રત કરનાર; અહિંસા અને શાંતિનો મંગલ સંદેશ દેનાર; ગરીબોના જીવન નિર્વાહનું સાધન અને ખાદીનો ઉત્પાદક આ રેંટિયો અમારી મુક્તિનું અમોઘ શસ્ત્ર છે.

૧લો તરુણ: જીવનધન અને સંસારસાર, જે કહો તે બધું આ રેંટિયો!

૨જો તરુણ: એ આપણી સંસ્કૃતિ; એ જ આપણી ધર્મભાવના!

૩જો તરુણ: સ્નેહલતા! રેંટિયાથી આઝાદી શી રીતે આવી શકે?

સ્નેહલતા: ખાદીનાં વસ્ત્રો જે સૂતરમાંથી વણાય છે, તે સૂતર આ રેંટિયા વડે જ કાંતી શકાય છે. એના વડે હિંદનાં કરોડો નિરાધાર સ્ત્રીપુરૂષો સૂતર કાંતી પોતાનો નિર્વાહ કરે છે. આજે

હાથઉદ્યોગોનું સ્થાન યંત્રોએ ઝૂંટવી લીધું છે; એ યંત્રો વિદેશમાંથી આવે છે; એની પાછળ દેશનું અઢળક દ્રવ્ય વિદેશમાં વહી જાય છે. કપાસ જેવો કાચો માલ સસ્તા દામમાં વેચી આપણે વિદેશનાં મોંઘાં કપડાં ખરીદીએ છીએ; અને હિંદના ખેડૂતોને કંગાળ બનાવી રહ્યાં છીએ, માટે દરેક હિંદવાસી પોતાનાં વસ્ત્રો હાથે કાંતી પહેરવાની પ્રતિજ્ઞા કરે તો દેશની અખૂટ સંપત્તિ વિદેશમાં જતી અટકે, અને ખાદીનું ઉત્પાદન વધે તો વિદેશી સત્તાના સાણસા આપમેળે ઢીલા પડે. વળી ખાદીનું વસ્ત્ર પવિત્ર છે; તે આત્માની શુદ્ધિ કરે છે; ઊંચા વિચારો પ્રેરે છે; અને મનોબળ આપે છે; દરેક હિંદવાસી આટલું સમજે તો સત્તા સામે લડયા વિના ઘેર બેઠાં આઝાદી આવે.

૧લો તરુણ: અમર રહો રેંટિયો! જેનો મહિમા ન્યારો છે; જેની ત્રાકમાં ગાંડીવની તાકાત છે. જેનાં ગુંજનમાં પ્રેમ–સ્વાતંત્ર્યનાં ગીત ગાજે છે.

૨જો તરુણ: બળમાં એ બીજું સુદર્શન ચક્ર છે.

૩જો તરુણ: સંસારનો તારણહાર આ રેંટિયો જ છે.

સુસંપકેરી ભાવના ઉદ્દીપ્ત કરતો રેંટિયો.
અહિંસાનો ઉચ્ચતમ આદર્શ છે આ રેંટિયો;

૪ થો તરુણ: આ દેશના દારિદ્રયને છે ટાળનારો રેંટિયો,
ગરીબોના જીવનનો આધાર છે આ રેંટિયો;

સ્નેહલતા: પ્રત્યેક ડગ પ્રેરી રહ્યો દઢતા જીવનમાં રેંટિયો,
બલિદાનનો મહિમા વદે ગુંજન મહીં આ રેંટિયો.

[ રમાકાન્ત આવે છે. ]

રમાકાન્ત: આહ! અનિલની મંદ લહરીઓમાં પણ સ્વાતંત્ર્યનાં

ગુંજન ! સ્નેહલતા ! તેં ઠીક આપણા આ આવતી કાલના નાગરિકોને સ્વદેશ સેવાનાં મહામૂલાં વ્રત આપવા માંડ્યાં છે ! ઊગતી પ્રજાનું માનસ આ રીતે ઘડાય તો આઝાદીની અડધી મજલ પૂરી થાય. પરંતુ સ્નેહલતા જેવી નિઃસ્વાર્થ સેવિકાઓ સમાજ પાસે નથી એ દેશનું દુર્ભાગ્ય છે !

સ્નેહલતા : અને સંપત્તિનું અભિમાન છોડી સેવાની દીક્ષા સ્વીકારનાર રમાકાન્ત જેવા ત્યાગી વીર આ સમાજમાં નથી એ એથીય વધુ દુર્ભાગ્ય છે.

રમાકાન્ત : સ્નેહલતા ! ગામમાં એક નાનકડું શિશુમંદિર ખોલીએ તો ગામની રાંક પ્રજાનાં બાળકો કેટલી આશિષ દે ? ગામની અવદશા ટળે; જાતિ સુધાર થાય અને રાષ્ટ્રીયતા જાગે.

સ્નેહલતા : યોજના તો સુંદર છે; પણ પૈસા નો પ્રશ્ન મહા વિકટ છે. કારણ કે આપણે તો પછાત કોમનાં બાળકોને મફત વિદ્યાદાન આપવું પડે.

રમાકાન્ત : પૈસાની મદદ હું આપીશ; પણ શિશુમંદિરનું સંચાલન તારે કરવું પડશે.

[ દીનબંધુ કેટલાક યુવકો સાથે પ્રવેશ કરે છે; ચોતરફથી નિરાશાઓ એને દબાવતી હોય તેમ ચાલમાં શિથિલતા છે; અંગમાં સ્ફૂર્તિનો અભાવ છે. ]

સ્નેહલતા : ગૌરવ સાથે ! પછાત કોમની સેવા; અને વિદ્યાદાન જેવું પવિત્ર કાર્ય કોને ના ગમે ?

દીનબંધુ : એવું ગૌરવ ન રાખીશ બેન ! આપણે રહ્યાં નીચાં ! અને કુળકીર્તિના ઇજારા શ્રીમંતોના ! સારૂં કરીએ તોય આપણે ખોટાં ! આપણે નસીબે નિષ્ફળતા અને જગતને જોવા મળે તમાશા !

રમાકાન્ત : હંમેશનો Optimist જણાતો દીનબંધુ આજે નિરાશા-જન્ય સૂર કેમ કાઢે છે?

દીનબંધુ : આ ગામમાં Optimist માર્યા જાય છે.

રમાકાન્ત : એટલું બધું! ( આશ્ચર્ય વ્યક્ત કરે છે. )

દીનબંધુ : અરે આજની તમારી સભા જ નિર્વિઘ્ને પાર પડે તો સદ્‌ભાગ્ય! ( અંગમાં એક આછી ધ્રૂજારી છૂટે છે. )

રમાકાન્ત : કારણ?

દીનબંધુ : જેસંગ બાતમી લાવ્યો છે કે આજે આપણા કેટલાક હિતશત્રુઓ સભામાં ધાંધલ કરાવવાની પ્રેરણા કરે છે. સભાની ઉપયોગીતાનાં જે ઢોલ વગાડી બણગાં ફૂંકી રહ્યો હતો એ નિરંજન પણ આજે સભામાં ગેરહાજર છે. મને તો શંકા છે કે રચાએલા ષડયંત્રનો એ જ સૂત્રધાર છે.

રમાકાન્ત : નિરંજનને સભાનો ઉદ્દેશ્ય ન ગમ્યો હોય તો તે ગેરહાજર રહે; પણ આપણા કાર્યમાં શા માટે આડે આવે?

( જેસંગ ખભે ડાંગ મૂકી આવે છે; એના મોં ઉપર ભય અને શંકાનાં વાદળ છવાયાં છે; પરંતુ બાવડાંમાં તાકાત અને સ્ફૂર્તિના સ્રોત વહે છે. )

જેસંગ : આડો ન આવે તો છેટો રહી અંગૂઠે કમાડ ઠેલે; અને આપણાં માથાં ફોડાવે તો શું તમે હાથ જોડી બેસી રે'શો!

(જેસંગ ડાંગને હવામાં વીંઝે છે.)

રમાકાન્ત : જેસંગ! જેસંગ! તારા હૃદયમાં આવો પ્રતિહિંસાનો ભાવ કેમ જાગે છે?

જેસંગ : રમુભા! હાચું કહું સું એ બદમાશોએ હરિદાની ડેલીએ બે દિ આગમચ ચોકઠું ગોઠવ્યું સે; અને સભામાં તોફાન કરવા પૈસા આપી નિરૂભાએ ગાંડા ત્યાર કીધા સે.

દીનબંધુ : આહ! ગુંડાઓની છરીના ચમકાર! લાઠીની ઝીક! અને પ્રજાનાં કુમળાં માથાં! કેવું બિહામણું દૃશ્ય? રમાકાન્ત! આજનો કાર્યક્રમ પડતો મૂકીએ તો?

રમાકાન્ત : નહિ. સત્યાગ્રહીના શબ્દકોષમાં એવી પાપભીરુતા લખી નથી. અહિંસાનો ઉપાસક એવો કાયર ન હોય જે મોતથી ડરે.

જેસંગ : હાથ જોડું સું રમુભા! તમે તો ગામનું નાક સો! તમારા પરતાપે અમ હરખા રાંકનાં ચામડાં હાજાં સે. તમને ડાંગો પડે ને હું ઝાલ્યો રહું! અરે, મછરાંની પેઠ મહળી નાંખું જો! (ક્રોધથી લાલ આંખોમાં વીરત્વની એક તીવ્ર રેખા ચમકે છે.)

રમાકાન્ત : જેસંગ! જેસંગ! અહિંસાનો મહિમા તું બરોબર સમજ્યો નથી. પ્રતિહિંસા એ આપણી કાયરતા છે. એક શુદ્ધાત્માનું સાચું બલિદાન કદી નકામું જવા સરજ્યું નથી.

દીનબંધુ : રમાકાન્ત! આજેજ સમજાયું કે મારી અહિંસામાં કચાશ હતી. ખરેખર અહિંસા નિર્બળો માટે નથી. (જાણે પ્રાયશ્ચિત કરતો હોય તેમ લલાટે હાથ મૂકી ઊંડો નિસાસો નાખે છે.)

રમાકાન્ત : દીનબંધુ! સિદ્ધાંત એક જ હોઇ શકે; અહિંસાની ઘોષણા એકજ હોઇ શકે; કરવું કે મરવું. માટે કોઇપણ ભોગે સભાનું કાર્ય આગળ ચાલવું જોઇએ.

૧ લો યુવક : ભાઇ! તમે નાહક ડરો છો; ઇશ્વર માથે રાખી કામ શરૂ કરો.

૨ જો યુવક : ચાલો; હું પ્રમુખની દરખાસ્ત મૂકું છું. (સભામંચ પર ઉભો થઇને) બેનો અને ભાઇઓ! આજની સભાના પ્રમુખ શ્રી. દીનબંધુ થાય એવી હું આશા રાખુ છું. આપ સર્વે મારી સૂચનાને સર્વાનુમતે વધાવી લેશો! (બેસી જાય છે.)

૩ જો યુવક : હું શ્રીયુત ભૂખણુદાસની દરખાસ્તને ટેકો આપું છું.

(સભામાં તાળીઓના ગડગડાટ થાય છે; દીનબંધુ પ્રમુખસ્થાને બિરાજે છે; બાદ ઊભો થઇ પ્રારંભિક પ્રવચન કરે છે.)

દીનબંધુ : ગૃહસ્થો ! આજની સભાનું પ્રમુખપદ આપી તમે મને જે બહુમાન આપ્યું છે, તેનો હું ઋણી છું. આ પદ માટે મારી લાયકાત બહુ ઓછી છે; છતાં હું જાણું છું કે ભાષણો ઠોકવાં અને શબ્દોનાં સાથિયા ચીતરવા એવી વિદ્વતા આપણી કાર્યસિદ્ધિ માટે બસ નથી. આપણે તો રચનાત્મક કાર્ય કરવાં છે. જે કોઇ નિઃસ્વાર્થ ભાવે એવાં કાર્યોની દોરવણી આપે છે તે સાચો લોકનાયક છે. બંધુઓ ! ઘણાજ ગંભીર સંજોગોમાં આજની સભાનું કાર્ય કરવામાં આવે છે. આપણી લોકકલ્યાણકારી પ્રવૃત્તિઓ સામે જુનવાણી હિતો વિરોધ દાખવી રહ્યાં છે. આપણા મનોબળની આજે કસોટી થશે; અને કસોટી તો કેવળ કાંચનની જ થાય! માટે ગમે તેવા ભીષણ સંજોગોમાં શ્રોતાઓ શાંતિ ન છોડે એવી હું આશા રાખું છું. આજે શ્રી. રમાકાન્ત 'રૂઢિનાં રાજ' એ વિષય ઉપર પ્રવચન કરશે. ( નીચે બેસે છે; શ્રોતાએ તેને તાળીઓથી વધાવે છે; બાદ શ્રોતાઓનાં વંદન ઝીલતો રમાકાન્ત મંચ ઉપર ઊભો થાય છે; સભામાં શાંતિનું અપૂર્વ મોજું ફરી વળે છે.)

રમાકાન્ત : મિત્રો ! સમાજનો એક પણ રિવાજ કે રૂઢિ એવાં નથી જે ચર્ચાસ્પદ ન હોય. પરંતુ ચર્ચાઓનો આજે સમય નથી. વાણીના વિલાસોથી આ સમાજ એક તસુ પણ ઊંચો આવ્યો નથી. સૌએ આજે ક્રિયાશીલ બનવાની જરૂર છે. નકામા ચૂંથણાઓથી સમાજનું કોકડું વધારે ગુંચવાય છે. નિવેદનો અને પ્રતિનિવેદનોથી પક્ષોનાં ભંગાણ સાંધી શકાશે નહિ. 'રૂઢિનાં રાજ' દફનાવી દો ! રૂઢિઓએ આપણાં મનોબળ,

આપણી ભાવનાઓ અને સંસ્કૃતિનો સંહાર કરી નાખ્યો છે. પ્રજાને એણે દરિદ્રતા આપી છે; રાષ્ટ્રને એણે ગુલામીની ભયાનક શૃંખલામાં જકડી રાખ્યો છે. આજે સૌ એકત્ર થઇ કાર્ય કરો; અને આખરી ફેંસલા માટે કટિબદ્ધ બનો.

રામદાસ : તારા આખરી ફેંસલાની હમણાં કહું એવી! નાદાન છોકરા! સીધો ઘેર જા! નહિ તો મારે દંડાનો ઉપયોગ કરવો પડશે. (ક્રોધમાં રાતાપીળા થઇ દંડો હવામાં વીંઝે છે.)

રમાકાન્ત : વડીલશાહીનો પંજો મારી સામે? દૂર હઠો! નિષ્ઠુર! રમાકાન્તને બદનામ કરવાની યુક્તિપ્રયુક્તિઓ ન અજમાવો. કાકા છો કે કસાઇ?

(ચાર લાઠીધારી ગુંડા બુલંદ અવાજ સાથે પ્રવેશ કરે છે.)

ગુંડા : (એક સાથે) રૂઢિવાદ ઝિંદાબાદ! પ્રગતિવાદ મુર્દાબાદ!

રમાકાન્ત : ભલા દેશબંધુઓ! આવો અવળો પ્રચાર કરવામાં તમારૂં શું ધ્યેય છે?

ગુંડા : શરાબબંધી અને પ્રૌઢશિક્ષણનું દફન! (કર ખોંખારા સાથે મૂછ પર તાલ દે છે.)

રમાકાન્ત : તમને ગુલામી વહાલી છે?

ગુંડા : હા! આવી આભડછેટ કરતાં ગુલામી સારી છે.

રમાકાન્ત : તમે કંઇ કૂહાડીના હાથા છો?

ગુંડા : અમારો આગેવાન ધનવાન! કુળવાન! શ્રીમાન છે.

રમાકાન્ત : કયી માટીનું પૂતળું છે તમારો એ શ્રીમાન! જેને માટે તમે આ અધગતા આદરી છે.

ગુંડા : હેં! અમારો આગેવાન માટીનું પૂતળું! માલિકનું અપમાન! (ડાંગ ઊંચી કરી) શું જુઓ છો! મારો સાળાઓને જાનથી!

(મવાલીઓ બેફામ લાઠીઓ ઝીકતા રંગમચ ઉપર ઊભેલા રમાકાન્ત અને દીનબંધુ તરફ ધસે છે. સભામાં ભંગાણ પડે છે; ચોતરફ હાહાકાર મચે છે.)

જેસંગ: ખબરદાર! આગળ વધ્યા સો તો! (ડાંગ આડી ધરી ગુંડાઓનો માર્ગ રોકે છે.) રમુભા! શું ન્યાળો સો? વંટોળિયો ચઢી ચૂક્યો સે. લતાને લઈ અહીંથી ઝટ ચાલ્યા જાવ! દીનુભાનાં રખવાળાં મારે માથે સે. જાવ!

રમાકાન્ત: જેસંગ!

જેસંગ: મારા કાન ફૂટી ગ્યા સે. (કાને હાથ મૂકી બેદરકારી બતાવતો હોય તેમ જેસંગ રમાકાન્તને બળપૂર્વક ધકેલે છે; જેસંગના દુરાગ્રહને વશ થઈ રમાકાન્ત નાનાં બાળકો અને સ્નેહલતાને સાચવી પસાર થાય છે; સભાજનો પણ નાસભાગ કરી મૂકે છે.)

ગુંડો: ઊભો રહે! તારી જાતના કોળચા! (જેસંગ સામે લાકડી ઝીંકે છે.)

જેસંગ: લે; હરામખોર! જેસંગના કાંડાનો પરચો જોતો જા. (મવાલીના માથા પર લાઠીનો કારમો આઘાત કરે છે; ગુંડો નીચે તૂટી પડે છે; પાછળથી બીજો ગુંડો જેસંગની પીઠમાં છરીનો ઘા કરે છે.)

રજો ગુંડો: લે, બચ્ચા!

જેસંગ: ઓ! ઓ! (અચેત બની ધરણી પર ઢળી પડે છે; બીજી બાજુ દીનબંધુ પણ સખ્ત રીતે ઘાયલ થાય છે; બદમાસો નાસી છૂટે છે; ગૌરી અને જગુ કરુણ આક્રંદ કરતાં આવે છે; પિતાના શબ ઉપર ઢળી પડે છે.)

ગૌરી: દાજી! દાજી! (રડે છે; વચમાં વચમાં ડૂસકાં ખાય છે.)

જેસંગ: રે મા! ગૌરી! રે મા! જગુ! બેટા! હું જાઉં સું.

(એક હાથ ઊંચો કરી બાળકોને દિલાસો દે છે; જેસંગનો વેદનાપૂર્ણ કરુણ આર્તનાદ હૃદય કંપાવી મૂકે છે.)

જગુ: બાપા મને એકલો મૂકી ચ્યાં જાવ સો?

જેસંગ: તું એકલો નથી, ગૌરી સે; જગુ! બેટા! હજારો હાથવાળો તારાં રખવાળાં કરશે! રમુભા જેવા દયાળુ દેવતા તારી ભાળ લેશે. ધરતી વિશાળ છે; સૌ ધરતીમાનાં બાલુડાં સો; ધરતી-માને ખોળે, બાપુડાં તમે જિવારો રળી ખાજો. મારા આશીર-વાદ સે! (જેસંગનું પ્રાણપંખેરૂ જડ દેહની માયા છોડે છે; સાચી આઝાદી હાંસલ કરી જેસંગ આ સંસારમાંથી અદૃશ્ય થાય છે.)

જગુ: ગૌરી! બાપા ચ્યાં ગ્યા?

ગૌરી: છાનો રે! જગુ રે મા! જો દાજીના પરાણ દુખી થાશે. જગુ કાયાના શા કોડ? આજે તો આતમ અજવાળાં થયાં!

(ગૌરી અને જગુ જેસંગના મૃત દેહ ઉપર ઢળી પડે છે.)

યવનિકા



# અંક બીજો

**અંક: ૨, પ્રવેશ: ૧**
**સ્થળ: દીનબંધુનું મકાન**
**સમય: સવારના દસ**

પાત્રો: દીનબંધુ; સ્નેહલતા; રમાકાન્ત; નિરંજન અને કુલીન.

[દીનબંધુ ખાટલા પર બેઠો છે; માથાના ઘા ઉપર પાટો બાંધ્યો છે; ખાટલા નીચે દવાની બે શીશીઓ પડી છે; પાસે વાંસની છાબડીમાં થોડાં ફળ પડયાં છે; સ્નેહલતા ભાઇના શુશ્રૂષામાં લીન છે; કિનાર વિનાની સફેદ સાડીમાં શોભતું એનું સૌમ્ય સરળ મુખપદ્મ કરુણાથી નીતરે છે.]

દીનબંધુ: ખેડૂતના ખોળિયામાં દયા છે; માનવતા છે; ધરતી માતાનો એ લાડીલો પુત્ર ધરાની મુક્તિ માટે કાયાને રોળી શકે છે; એનું અદ્ભુત દૃશ્ય તે દિવસે સભામાં નિહાળ્યું. જેસંગ જડ હતો; અભણ ગામડિયો હતો; ઇતિહાસની ભુલભુલામણીઓ રચતી ગોઝારી વિદ્વતા જેસંગમાં ન હતી. જેસંગમાં હતી દેશદાઝ; અને આઝાદીની ઉગ્ર મનોકામના!

સ્નેહલતા: (દીનબંધુને દવાની પ્યાલી આપી) જેસંગનું તો મૃત્યુ ય મરી ગયું!

દીનબંધુ : (દવા પીનાં પીતાં) અને અમારી નિર્માલ્યતા એ ઘટનાની ઉપેક્ષા કરી આજે પશ્ચાતાપના પ્રખર પાવકમાં સળગી રહી છે.

સ્નેહલતા : મોટાભાઇ! ઘાની વેદના હવે જરા ઓછી થાય છે?

દીનબંધુ : હૈયામાં જ્યાં હજારો વેદનાઓ સંઘરી હોય ત્યાં આવી એક ક્ષુલ્લક વેદનાની શી ગણના? સ્નેહલતા! આત્મસમર્પણ અને યાતનામાં રસિકતા છે; એ આજે મને મોડું મોડું સમજાય છે. બેન! આરામ હવે આ જન્મે નહિ મળે; આ આ ગામ આપણને નહિ ઠરવા દે.

સ્નેહલતા : આ ગામ છોડી બીજે ગામ ચાલ્યાં જઇએ તો?

દીનબંધુ : જ્યાં જઇશું ત્યાં ગુલામી હાજર છે; બધે આનાં આ માનવી! આની આ ભૂમિ! આ હવા! અને આનું આ જીવન છે. બધે રૂઢિઓનાં રાજ છે. ગરીબો માટે જગતમાં ક્યાંય સ્થાન નથી. એથી તો વતનની માટી ભેળાં થવું એમાં શ્રેય છે.

સ્નેહલતા : પરંતુ આ ગામ જેવા અદેખા લોકો બીજે ક્યાંય નહિ હોય!

દીનબંધુ : કાગડા તો કાશીમાં ય કાળા હોય! લતા! દ્વેષ એ તો જાતિવિકાસનું સાધન છે; વિશ્વપ્રગતિને એ પુષ્ટિ આપે છે. દ્વેષનું કારણ દરિદ્રતા છે; સમાજનું આર્થિકતંત્ર એવું વિચિત્ર છે કે લક્ષ્મીની લાલસામાં માનવી હડકાયો ફરે છે. ઇર્ષાનું મૂળ જ આર્થિક લોભ છે. (ટપાલી આવે છે.)

ટપાલી : દીનબંધુ આપનું નામ?

દીનબંધુ : હા.

ટપાલી : લ્યો, આપનો તાર છે. (ટેલીગ્રામ આપી ટપાલી ચાલ્યો જાય છે.)

દીનબંધુ : (તાર વાંચે છે.) ' Please note that there is no vacancy '. જગ્યા ખાલી નથી! હવે એ કદાપિ ખાલી ન હો! જન્મભૂમિ મને સાદ કરે છે; એને ઝીલવાની આ અમૂલ્ય તક ફરી નહિ મળે. તમામ ભણેલાઓ નોકરી શોધે, બધા જ સાહેબો થવા ચાહે તો જમીન કોણ ખેડે? શિક્ષણનું ધ્યેય શું નોકરી છે? નહિ, પિતાની જે ટુકડો જમીન છે તે ખેડીશું; ધરતીને ખોળે વિસામો લેશું; અને ગામડાંના ઉદ્ધાર માટે બુદ્ધિશક્તિનો વ્યય કરીશું બસ આજ નિશ્ચય! ખેતી શ્રેષ્ઠ છે એવી ભાવના પ્રજામાં ફરી જાગ્રત થાય તો જ સમાજની આર્થિક મુશ્કેલીનો અંત આવે; તો જ દરિદ્રતાનો દૈત્ય આ દેશમાંથી વિદાય લે! મજૂરીએ શરમનો અંચળો ઓઢયો છે, માટે જ લક્ષ્મીએ મજૂરીનો ઉપહાસ આદર્યો છે; કેમકે લક્ષ્મીને પ્યારા છે પરસેવાના અભિષેક! વિશ્રાન્તિનાં જલસિંચન એને અસહ્ય લાગે છે. (રમાકાન્ત આવે છે)

રમાકાન્ત : (સ્વ) શી અદ્ભુત છે ભાઇબેનની બેલડી! ભાઇબેનનો સ્નેહ એટલે પવિત્રતાની પરાકાષ્ટા! જ્યાં છલ, દ્વેષ, શંકા અને કલહની લેશ પણ સત્તા નથી.

દીનબંધુ : આવ, રમાકાન્ત! ગામના શા સમાચાર છે? (ખાટલામાં બેઠો થાય છે.)

રમાકાન્ત : (કટાક્ષમાં) બધું પહેલાંની માફક ચાલે છે; સૂર્ય ઊગે છે, ચંદ્ર પ્રકાશે છે, તારા હસે છે, પાંદડાં હાલે છે, પક્ષીઓ ગાય છે; સૌ પ્રકૃતિસ્થ છે. એક માનવી કૃત્રિમતા ધારણ કરી રહ્યો છે દીનબંધુ! હવે એ તો કહે, તારી તબિયત કેમ છે?

દીનબંધુ : પરમાત્માની કૃપા અને તારા પ્રેમનો પ્રસાદ કારમી વેદનાઓ વચ્ચે કદીક શીતળતાનું મધુર ઝરણું રેલાવે છે.

રમાકાન્ત : દીનબંધુ ! આજે તો સ્નેહલતાને મજૂરીનો મહિમા શીખવતો હતો શું ?

દીનબંધુ : હા; યજ્ઞ કર્યા વિના ન ખાવું એમ શ્રીકૃષ્ણે ગીતામાં પણ ગાયું છે. આજે આ આપત્તિ કાળમાં એટલું ય આશ્વાસન કેટલી મધુરતા આપે છે ! રમાકાન્ત !

રમાકાન્ત : વારુ; નોકરી માટે કરેલી અરજનો કેવો જવાબ આવ્યો ?

દીનબંધુ : જેવો જોઇએ તેવો !

રમાકાન્ત : એટલે !

દીનબંધુ : આપણે આ ગામ છોડવું ય નથી; અને નોકરી કરવી પણ નથી.

રમાકાન્ત : ગામડામાં રહી શું ધંધો કરીશ ?

સ્નેહલતા : ટંટાફિસાદ કરવાનો ! (કટાક્ષ કરે છે.)

દીનબંધુ : અરે ! ખેતી કરીશું; ધરતીના ધાવણમાંથી જીવનસત્ત્વ સરજાવીશું ! રમુ ! મને તો આજે સ્વરાજ શોધતાં સુરાજ્ય પ્રાપ્ત થયું; જેમાં કોઇની ગુલામી નથી એવા ખેડૂત જીવનની કલ્પના આજે મને મુક્તિનો સાચો આનંદ આપી રહી છે.

રમાકાન્ત : દીનુ ! આદર્શ બધા સાચા હોતા નથી. આદર્શોની નાવડીને રૂઢિના ઓથાર નિરંતર દબાવી રાખે છે.

દીનબંધુ : ગમે તેવા ભીષણ સંજોગોમાં પણ આદર્શ ટકાવી રાખવો એ કર્તવ્ય ! આદર્શ ગયો એટલે જીવન ગયું.

સ્નેહલતા : રમાકાન્ત ! આ તો ઘેલછાનું પૂતળું છે !

રમાકાન્ત : નહિ, નહિ, સ્નેહલતા ! જેમાં સમૂહના કલ્યાણની ભાવના

છે, એવા કાર્યની સફળતા માટે ધૈર્યની જરૂર છે. દીનબંધુ! આ પ્રશ્નનું નિરાકરણ પાછળથી કરશું.

દીનબંધુ : એવી બધી શી ઉતાવળ છે? ક્યાં જવું છે? ઘણે દહાડે આવે તોય આ દોડધામ!

રમાકાન્ત : જેમંગની ઝૂંપડી અને જમીન હરાજ થવાનાં છે; એનાં બાળકો નિરાધાર બને એ ઘટના આપણે શાંત ચિત્તે જોઈ રહીએ એ લજ્જાસ્પદ નહિ બલ્કે ઘૃણાત્મક છે. આપણી રક્ષા કાજે જેણે કાયા હોમી, તેનાં બાળકોને મદદ કરવી એ આપણી પવિત્ર ફરજ છે.

દીનબંધુ : પરંતુ એ હરાજી તારાથી ઓછી અટકવાની છે?

રમાકાન્ત : હું જાતેજ એ મિલકત હરાજીમાં ખરીદીશ; અને જેમંગનાં બાળકોને બક્ષિસ કરીશ.

દીનબંધુ : તો હું પણ સાથે આવું!

રમાકાન્ત : નહિ, તારે હમણાં એવાં કાર્યોમાં માથું મારવાની જરૂર નથી. પૈસાની લાગવગવાળો હું વિરોધીઓનાં મોઢાં બંધ કરી શકીશ. ગામનો ઉકળાટ હજી શમ્યો નથી; સમજ્યો! (ખિસ્સામાંથી પાંચસો રૂપિયાની નોટોનું બંડલ કાઢે છે;) અને જો! તારા પિતા પાસે હરિદાસનું જે થોડું લેણું છે, તે તારા પિતા અદા નથી કરી શકતા; એથી કુલીને ગને આકરા શબ્દો સંભળાવ્યા છે. મેં તારા વતી એ રૂપિયા આપવાનું એને વચન આપ્યું છે લે, આ પાંચસો રૂપિયા! હમણાં કુલીન કદાચ અહીં આવશે! આ વખતે એણે પંચાયતના સભાપદની ઉમેદવારી કરી છે; એને માટે મત મેળવવાનું પ્રચારકાર્ય એ તારી પાસે કરાવવા માગે છે. બદલામાં એ પોતાનું લેણું માંડી વાળવાની લાલચ આપશે; પરંતુ તું એની એ મોહક

જાળમાં ન ફસાતાં આ રૂપિયા આપી પાણીચું આપજે. (નોટોનું બંડલ દીનુના હસ્તમાં મૂકે છે.)

દીનબંધુ : રમાકાન્ત ! આ જાતનો સેવાભાવ દાખવી તું પૈસાપતિઓને શું શીખવી રહ્યો છે ?

રમાકાન્ત : માનવધર્મ ! માણસ જરૂરિયાતથી વધારે દ્રવ્યનો સંચય શા માટે કરે છે ? સુપાત્રોની સેવા માટે ! દીનબંધુ ! તું મારો મિત્ર છે; પૈસાના અભાવે તારે જગતમાં નીચું જોવું પડે, એ મારાથી નથી સહેવાતું. આ આપત્તિકાળમાં હું અભાગી તને મદદ નહિ આપું તો મારી શ્રીમંતાઈને કોણ ઓળખશે !

દીનબંધુ : રમાકાન્ત ! આ કેવો ત્યાગ ? તારા પૈસાએ મને આપત્તિમાંથી ઉગાર્યો છે; તારી સંસ્કારિતાએ મને મુગ્ધ કર્યો છે. આ ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકીશ ! રમાકાન્ત ! (રમાકાન્તના ચરણોમાં માથું ઢાળી દે છે)

રમાકાન્ત : બસ ! બસ ! દીનબંધુ ! મને ન શરમાવ. સેવાનો બદલો આ રીતે ન હોય.

પ્રસ્થાન

દીનબંધુ : સ્નેહલતા ! તારે શાળાનો સમય થયો છે કેમ ? (ઘડિયાળમાં જુએ છે.)

સ્નેહલતા : હવે આ ગામની શાળાના શિક્ષકો પણ મારી તરફ ઘૃણા દાખવે છે; અને ગામની છોકરીઓ મારી તરફ વિચિત્ર વર્તન રાખે છે.

દીનબંધુ : કેમકે તું એક કંગાળ ક્રાંતિકારીની બેન છે. જગતનું અઘોર પાપ દરિદ્રતા છે. આહ ! સમાજે જેને તુચ્છ કહી ફેંકી દીધો છે; એવો કંગાળ દીનબંધુ તને કોઈ રીતે સાંત્વના આપવા આજે સમર્થ નથી. સ્નેહલતા ! જા, ઈશ્વરનાં તને રક્ષણમાં હો !

સ્નેહલતા : ઇશ્વર ક્યાં છે? કયા ખૂણામાં બેસી એ માનવતાની આ મૂંગી કતલ નિહાળી રહ્યો છે?

દીનબંધુ : ઇશ્વરના અસ્તિત્વમાં શંકા! અને તે તારા જેવી હૃદયશાળી છોકરીને! ગાંડી! દુઃખ તો પ્રભુ ભક્તોનેજ આપે છે. દુઃખ દે છે; અન્યાય સાંખે છે; માટે એમ કહેવું કે ઇશ્વર નથી, એ યોગ્ય નથી.

સ્નેહલતા : સમજી. આસ્થાથી જુદું ઇશ્વરનું સ્વરૂપ નથી. શ્રદ્ધા વિનાનું હૃદય આત્મા વિનાનું ખંડિયેર છે. (પુસ્તકો ઉપાડી શાળા તરફ જાય છે; દીનબંધુ અંદરના ખંડમાં ચાલ્યો જાય છે; બાદ કુલીન અને નિરંજન આવે છે; કુલીન પાસે દારૂની બૉટલ છે; મોઢામાં સિગારેટ છે.)

કુલીન : નિરંજન! શું પવિત્ર વાતાવરણ છે! (બોટલ સીધી મોંમાં મૂકી શરાબ ચઢાવે છે.)

નિરંજન! મૂર્ખ! આતો સેવામંદિર છે; બલ્કે બ્રહ્મચર્યાશ્રમ છે.

કુલીન : ત્યારે શું ગામનાં બીજાં ઘરો દારૂતાડીનાં પીઠાં છે? ગમાર! Idiot! અરે, મંદિરોમાં પણ મુખિયા લોકો મદિરા પાન કરે છે; એવું ઘણાં નૉવેલોમાં વાંચવામાં આવે છે.

નિરંજન : મોટા માણસોને પગલે ચાલવાની તને આદત પડી લાગે છે! (સ્વ) મોટા માણસોનાં કાર્યોમાં, શાસ્ત્રો અને સમાજોમાં આને વિલાસિતાનાંજ દર્શન થાય છે; છતાં આનો કુળધર્મ અખંડ છે; એની સભ્યતા માન્ય છે. રે દુનિયા!

(દીનબંધુ પ્રવેશ કરે છે.)

દીનબંધુ : કોણ? નિરંજન! બેહાલ દશામાંય મારી શાંતિ તમને સાલે છે!

નિરંજન : નહિ, નહિ, દીનબંધુ! અમારા આગમનનો હેતુ કેવળ પ્રાયશ્ચિત્ત છે.

કુલીન : ક્ષમા આપ, દીનબંધુ! સભામાં તને માર પડ્યો એની દિલસોજી બતાવવા હું આવ્યો છું.

નિરંજન : એટલુંજ નહિ; પરંતુ અમારા મશ્કા મંડળે એ હિચકારા કૃત્યને વખોડી કાઢનો ઠરાવ પસાર કર્યો છે. જો એની આ નકલ છે. (ઠરાવની નકલ દીનુને આપે છે.)

દીનબંધુ : એવા મહાનુભૂતિના ઠરાવો અને વિરોધની નોંધોનું હવે મહત્ત્વ રહ્યું નથી. (ઠરાવને ફાડી ફેંકી દે છે.)

નિરંજન : You doubt our honesty? આ ઠરાવનો મુસદ્દો મેં ઘડ્યો છે. શું તને મારી સજ્જનતામાં શંકા છે?

દીનબંધુ : નિરંજન! માણસને બે આંખો હોય છે, પરંતુ સર્વજ્ઞને સહસ્ર છે તેનું શું!

નિરંજન : Oh I see! શરાબી શરાબ વિરુદ્ધ ભાષણ કરે; અને ચોર ચોરી વિરુદ્ધ આખ્યાન કરે એમાં વજૂદ શું?

કુલીન : દીનબંધુ! પેલા પાંચસો રૂપિયા મારા પિતાએ માંડવાળ કરવા કહ્યું છે. ભાઈ! તું અમારો પિતરાઇ છે; ક્યાં જુદો છે! લોહી એક છે.

નિરંજન : સીન ટ્રાન્સફર! હૃદયપલટો! આબાદ હૃદયપલટો! (સ્વ) દીકરાએ આબાદ ફેરવી તોડ્યું!

દીનબંધુ : કૃપા કરી તમારા એ લેણા રૂપિયા હમણાંજ લેતા જાવ. મને એવો છેક નાદાર ન સમજો. પૈસાની લાલસામાં હું મારો ધર્મ નહિ વેચી શકું. હું તમારા હૃદયમાં જાગેલી પરમાર્થ બુદ્ધિ સારી રીતે સમજી શકું છું.

(દીનબંધુ નોટોનું બંડલ આપે છે; કુલીન વિમાસણમાં પડે છે; તેટલામાં નિરંજન તે ઝડપી લે છે.)

કુલીન : નિરંજન!

નિરંજન : ભાઈ ! તું મોટો છે પરદુ:ખભંજન ! (નોટોનું બંડલ ખિસ્સામાં સરકાવી દે છે.)

કુલીન : દીનબંધુ ! હું આ વખતે પંચાયતની ચૂંટણીમાં ઊભો છું ! હાં !

નિરંજન : શ્રીમાન એમ વદે છે કે આપનો મૂલ્યવાન મત એમને આપજો; કે પંચાયતનાં પૂતળાંમાં એ શ્રીમાન એમના વિશિષ્ટ વ્યક્તિત્વનો પ્રભાવ પાડી શકે.

દીનબંધુ : મતદારોને એમની ફરજનું સંપૂર્ણ ભાન છે.

(કુલીન અને નિરંજનનું પ્રસ્થાન)

યવનિકા



## અંક ૨ : પ્રવેશ ૨

### સ્થળ : ગૌરીની ઝૂંપડી
### સમય : સાંજના ચાર

પાત્રો : ગૌરી; જગુ; રમાકાન્ત; કુલીન; નિરંજન અને ગૌરીના જ્ઞાતિજનો.

[ કાળના વિકરાળ પાશમાં જકડાએલું એવું જીર્ણ ખોરડું છે; ઝૂંપડાથી વધારે સારી ઉપમા ન આપી શકાય. માટીનાં કોટડાંમાં ફાટો પડી છે; છાપરું સડેલું છે; જાણે મૂર્તિમાન દરિદ્રતા આંખો ફાડી શોષણના ઇજારદારો સામે અભિશાપનાં આંસુ ઢાળી રહી છે. ઝૂંપડીના આંગણામાં તુલસીક્યારો છે; થોડાંક ખેતીનાં ઓજારો અસ્તવ્યસ્ત પડ્યાં છે. અડારીની થાંભલીને અઢેલી ગૌરી આકાશ સામે તાકી રહી છે. બંને આંખના ખૂણામાં અશ્રુબિંદુ

આવી ઠેર્યાં છે; જગુ પાસે રમે છે.]

ગૌરી : (સ્વ) દખના દાડા અમે ખૂટતા નથી. પરભો! આ ક્યિા ભવનાં પાપની સજા વેઠાવો સો? દિયા કરો; દખિયાંના દેવ! (જગુ ગૌરી પાસે આવી ઊભો રહે છે)

જગુ : ગૌરી! બાપા કિયા મલકમાં ગ્યા સે? હવે એ પાછા નહિ આવે?

ગૌરી : (નિઃશ્વાસ નાખી) પાછા આવશે! અબોધ જગુડા, તને આમ કરી સમજાવું કે તારા બાપે આપણી સાથે સદાનાં રૂસણાં લીધાં સે! શું નજોગ! શું જગજાતર! જગુ ન ઉખેળ; ન સંભાળ એ કાળકથા! જગુ! માવતર જે મલકમાં ગ્યાં સે ત્યાં રાતદિ દીવડા ઝગે સે; આતમ અજવાળાં રેલે સે; વાલમાની વાંહળિયું વાગે સે! ઓછવ થાય સે; જગુ! એ મલકમાં ના મળે ટાઢ કે તડકો; ના મળે દખ કે દગાદગ; ના મળે હલકાં ઊંચાંના ભેદ!

જગુ : ગૌરી! મને ભૂખ લાગી સે. એક બટકું રોટલો દે; ગૌરી!

ગૌરી : (સ્વ) અરે રે! કોઠીમાં કોગો કોદરો હરખો નથી. બબ્બે દનના ફાકા કરી માંડ માંડ જગુના પેટનો ખાડો પૂર્યો; પણ આજે તો ટંક રોટલાના વાંધા સે. (પ્રગટ) જગુ! ધરપત રાખ; ભા! ઘરમાં રોટલાના આજ વાખા છે.

જગુ : ગૌરી! ભૂખે મારો આતમા કકળે સે; અને તું નિરાંત બેઠી સે? હું મરૂં એટલે તું રાજી થજે. છાનું છાનું તું બધું અનાજ ખાઇ જાય છે; બહુ પાકી સે તું ગૌરી!

ગૌરી : જગુ! હું એવી નઠોર સું કે તને એકલો મૂકી બધું અનાજ મારા પેટમાં ઓરાવી દઉં! તો તો મારૂં પેટ કાં ના ફૂટે? ભાયલા! મારા તો આ હૈયામાં લાય લાગે સે! લાય!

(ગૌરીના જ્ઞાતિજનબંધુઓ આવે છે.)

ભૂધર : છોડી ગૌરી! બોલ શો વચાર રાખ્યો? દાડોપાણી કર્યા વના નો ચાલે!

ગૌરી : દાડોપાણી શી રીતે કરૂં? ભૂધરકાકા! ત્રણમાં ટંક રોટલાના વાખા સે. ખાવાનું બટિયું પણ નથી. દુબળા દેહને ઢાંકવા વસ્તર હરખું મળતું નથી. આ ઝૂંપડું અને થોડી ભૂંય સે એ પણ દાજીએ દેવામાં લખી આપી સે. કહો નો જાત વેચું!

ભૂધર : પાખંડ રહેવા દે; ગૌરી! દાડોપાણી કરવા જેટલી ઘરમાં આસ્થા નો હોય? એમ કહે કે તને ઉજળા લોકોની વાંહે સુધારાનો ચાળો લાગ્યો સે! પૈસાની ગાંઠ વાળવી સે, અને નાતનો ઠરાવ તોડવો સે!

ગૌરી : આ શું બોલો સો; ભૂધરકાકા? પૈસા હોય તો આ દખના દાડા શેં આવે?

દેવોજી : તો લોભર રહ્યો; નજ્યાં ચોખાદાળ નો ખરાં!

ગૌરી : તમે સૌ ખાધાનાજ સગા સો. ભૂખે મરી દેવાના ડુંગર માથે મૂકી જગતનાં વૈતરાં કૂટી ખાઈએ; અને તમારે જારમાં ખાવાં સે! લાચાર સું; ભૂધરકાકા! નાતનો એ ગોઝારો રિવાજ તોડવામાં હું મારો અને નાતનો જેવારો ન્યાળું સું.

ભૂધર : એમ સે! નાતનું નાક કાપવા બેઠી સું? આજકાલની તું પંચનું વેણ પાછું ઠેલવાની હિંમત કરે સે? તારી મજાલ સે કે તું દાડોપાણી ના કરે.

ગૌરી : પંચનું વેણ હું માથે ચઢાવું સું. નાતના કાયદા સામે મારો વિરોધ નથી. પણ ભૂધરકાકા! મારો હાથ પહોંચતો નથી.

ભૂધર : તારે નાતબહાર રે'વું સે કેમ?

દેવોજી : હત્યારી! તું એમ સીધી નહિ આવે તારે નાતજાતમાં રહેવું જ નથી ત્યાં શું? એને તો ઉજળા લોકોમાં ભળવું

સે છટકી સે; ગાળી વંઠી સે.

ગેમાજી: તો કાપી લ્યો, રાંડનું નાક! અને કાઢો ગામમાંથી હાંકી! ગચક આપે ના તો ઝૂંપડી સુદ્ધાંમાં મેલો દેવતા!

ભૂધર: ગૌરી! નાતની માઝા ના તોડય! નાત ગંગા સે; જા, નાત તને બે દિ'ના મેતલ આપે સે. નાતના રિવાજ પરમાણે ચાલેશ તો સુખી થાશ. (જ્ઞાતિજનો ચાલ્યા જાય છે; ગૌરી જાણે માથા પર વજ્રપાત થયો હોય તેમ લોથ જેવી ઝૂંપડામાં જાય છે)

ગૌરી: (ઝૂંપડીના દ્વારમાં દાખલ થતાં) ભૂખે મરતાંય ઠરી ઠામ બેસવાનો આરો ના આવ્યો. હવે આ ગામમાં રે'વું ભારે પડશે. હાય રે! રૂઢિ! તારો આ શો જુલમ!

[ રમાકાન્ત આવે છે; ગૌરી ઝૂંપડીના બારણામાં એનો સત્કાર કરવા ઊભી રહે છે; ઉતાવળે પાલવથી આંસુ લૂછી નાખી શોકાતુર મુખ ઉપર પરાણે સ્મિત લાવવાનો પ્રયાસ કરે છે ]

રમાકાન્ત: ગૌરી!

ગૌરી: આવો, રમુભા! આજ ગરીબનાં ઝૂંપડાં ભલે પાવન કર્યાં!

રમાકાન્ત: ગૌરી! ગરીબોનાં ઝૂંપડાંમાં જે માનવતા છે, એમાં જે સ્વાર્પણની ભાવના છે; એ પૈસાપતિઓના આલિશાન બંગલાઓમાં નથી. ત્યાં પાપાચાર છે; પાખંડ છે; માનવતાનો સંહાર છે; એ સૌ અનાચારનાં ધામ છે; દુર્ગંધથી ભરેલી એ મોહકતા કરતાં આ ઝૂંપડાંની સુવાસ અધિક શાંતિદાયિની છે.

ગૌરી: ઝૂંપડીમાં ચાલ્યા આવો; રમુભા! (ગૌરી ઝૂંપડીના એક સ્વચ્છ ખૂણામાં ફાટેલી ગોદડી બિછાવી દે છે;) રૂનાં પોચાં ગાદલાં ઉપર તો બેઠા હશો! પણ આવી ધાગડી તમે નહિ જોઇ હોય!

(રમાકાન્ત ઝૂંપડીમાં જાય છે; ગોદડી ઉપર આસન લે છે!)

રમાકાન્ત : રોજ આવી ઝૂંપડી; અને આવું નિછાનું મળે તો કેવું?

ગૌરી : તમારા જેવા મોટા લોકને તે વળી આવું ભૂખભૂંડું છાપરૂં ગમે?

રમાકાન્ત : ગૌરી! તારા જેવી આત્મીયતા! તારા જેવું કોમળ આર્દ્ર હૈયું મેં બહુ થોડી સ્ત્રીઓમાં જોયું છે.

ગૌરી : હું તો નરી ઓથડ સું!

રમાકાન્ત : છતાં તું નિર્દોષ છે.

ગૌરી : રમુભા! પાણી તો પીશો ને? હું કૂવેથી તાજું ચોખ્ખું પાણી લાવું! (ઘડો અને દોરડું ખભે નાખે છે; રમાકાન્ત તે પાછાં મુકાવી દે છે.)

રમાકાન્ત : ગૌરી મારે પાણી નથી પીવું; રહેવા દે એ બધી ભાંજગડ! નિરાંતે મારી સાથે બેસ. તારી સાથે વાતો કરવાનો આનંદ બીજે ક્યાંય ઓછો મળે છે!

ગૌરી : હોવે! તમે ઓછા કુંવારા સો? રૂડું રઢ લાગે એવું જવાન બૈરૂં સે!

રમાકાન્ત : ગૌરી! તારી વાણીમાં જાદુ છે. તારી વાતો સાંભળી હું મુગ્ધ બનું છું. ભલે તું ભણેલી સ્ત્રીઓ જેવી સંસ્કારી ભાષા ન બોલી શકે; પરંતુ એમાં મીઠાશ તો છે જ. ભલે તારા હાથમાં નાજૂકતા ન હો, પરંતુ એ હાથનાં પાણી તો શું? ભોજન પણ મને મીઠાં લાગે

ગૌરી : ઘેલા થયા સો શું? આવું એંઠુ શું બોલતા હશો? (વાણીમાં સહેજ સંકોચ છે; આંખોમાં ખુમારી છે; ગાલ પર શરમના શેરડા પડે છે.)

રમાકાન્ત : ગૌરી! હું અહીં આવું છું તે તને ગમે છે?

ગૌરી : મને તમે બહુ ગમો સો; રમુભા! મને તમારો પૂરો ભરોસો

સે. તમે પવિતર સો; હું તો તમને દેવતા માનું સું.

રમાકાન્ત : પણ મારૂં દેવત્વ લોકોને માન્ય નથી; ગૌરી!

ગૌરી : લોક ઘરામાં પડ્યા! લોકોથી શા માટે ડરો સો?

રમાકાન્ત : ગૌરી! તું મારી બેન છે; આજે તું મારા ભ્રાતૃત્વનો સ્વીકાર કરી લે.

ગૌરી : શા માટે ન કરૂં? હું તમારી બેન સું. સદાકાળ રહીશ; રમુભા!

રમાકાન્ત : સંસાર હવે મને રસાળ લાગશે. ગૌરી! સંસારની મરુભૂમિમાં આજે શીતળતાનું એક રમ્ય ઝરણું વહેવા લાગ્યું છે. વારૂ, ગૌરી! હમણાં તમારૂં નાવ કેમ ચાલે છે? ઘરમાં દાણા છે કે નહિ?

ગૌરી : શું કહું રમુભા! દખનો આરો નથી. આ જગુ ક્યારનો ભૂખે લાંઘે સે; પણ ઘરમાં એક મૂઠી ધાન નથી; વલખાં મારી દાડા કાઢું સું; રમુભા! જગુની આંખમાં બોર બોર જેવડાં આંસુ ન્યાળું સું; અને ભડકે બળું સું.

રમાકાન્ત : લે ગૌરી! આ દસ રૂપિયા. (દસની નોટ પાકિટમાંથી કાઢી ગૌરીને આપે છે.) દાણા લાવજે; હાં! ભૂખે શા માટે મરે છે? આમ રોદડાં રડે કેમ ચાલશે? ચાલ, હું તારા માટે ક્યાંક કામ શોધી રાખીશ. હું તારા નિર્વાહની વ્યવસ્થા કરી આપીશ.

ગૌરી : ભગવાન તમારૂં ભલું કરે! રમુભા! દખમાં તમે મારી બાંય ઝાલી સે. આ પાડનો બદલો હું શી રીતે વાળીશ! રમુભા! તમે માનવી નથી; કોઇ દેવતા સો.

[ કુલીન અને નિરંજન આવે છે; આંગણામાં રમતા જગુના હાથમાં મીઠાઇનું પડીકું મૂકે છે.]

કુલીન : લે; જગુ! ખાજે હાં! નિરંજન! ગરીબ છે બિચારાં! એમને કોણ આવી ચીજો આપે?

જગુ : ( ગેલમાં આવી ) ખાજાં ! ખાંડનાં ખાજાં ! કેવાં ગળ્યાં લાગે સે ! લેતી જા, ગૌરી ! ( અંગૂઠો ઊંચો કરી ટીકા બતાવે છે ) તને આવાં ખાજાં કુણ આપે સે ?

કુલીન : એય જગુ ! તારી ગૌરી કયાં છે ?

જગુ : ઝૂંપડીમાં રમુભા સે ! કોણ જાણે કો વેળાનાં ગુપચુપ વાતો કરે સે.

કુલીન : ઓત્તારી ! દાળમાં કાંઇક કાળું લાગે છે !

નિરંજન : મૂર્ખ ! ગોળ હોય ત્યાં માખીઓ; અને કળીઓ ત્યાં ભૃંગો ભમતા જ હોય !

કુલીન : પણ આ તો પવિત્રતાની પૂંછડીઓ છે બધી ! ધર્મનો દાંડો ઝાલી ફરે છે ! ખાદી પહેરે છે; અને દેશના ઉદ્ધારનો ફાંકો રાખે છે ! અરે ડાબા હાથે હજામ કરે છે; અને જમણા હાથે દાન કરે છે.

નિરંજન : ખાદી પહેરે માટે પ્રેમોપચાર ન થાય એવું કયાં લખ્યું છે ? ડોબા ! શંકર જોગી હતા, છતાં ભીલડીના ભોગી હતા ! વિશ્વામિત્ર મહર્ષિ હતા; છતાં મેનકાને મોહ્યા હતા !

કુલીન : તું માનતો ન હતો ! ખુદ ઋષિમુનિઓ રસિકતાના ઉપાસકો હતા; તો આપણે શા માટે સંકોચ રાખવો ? માણ્યું એટલું પુણ્ય ! એક કવિએ કહ્યું છે કે; **"પ્રેમ બાણ વાગ્યાં હોય તે જાણે."** નારીની આંખના ઘા મોટા મુનિવરોનાં કાળજાં વીંધી નાખે છે; તો અલ્યા, આપણા જેવાં પામર જંતુઓની શી ગણના ? નિરંજન ! પ્રેમ ! શું સરસ શબ્દ શોધી રાખ્યો છે રસિકોએ ! આહ ! પ્રેમ એટલે પ્રકાશ ! પ્રેમ એટલે સુધા ! પ્રેમ એટલે આત્માની એકતા ! પ્રેમ એટલે ત્યાગ ! પ્રેમ એટલે તું, હું અને સર્વસ્વ ! હાય ! હૃદયના ટુકડા ! ટુકડા ! નિરંજન ! ( છાતી ઉપર હાથ મૂકી આમતેમ લથડિયાં ખાય છે. )

નિરંજન : ઘાયલ! ઘાયલ! લાવ જોઉં, દીકરા! ખિસ્સામાં ખંજર તો નથી ઘાલી લાવ્યોને? ભાઈ! તારા જેવા ગજનુનો ભરોસો નહિ. સાચો પ્રેમી પ્રેમિકાના વિયોગમાં આત્મહત્યા પણ કરી નાખે! (રમાકાન્ત બંનેનો વિચિત્ર વાર્તાલાપ સાંભળી આવેશમાં ઝૂંપડીની બહાર આવે છે.)

કુલીન : કાંગ્રેમ! કાંગ્રેમ! અભિનંદન!

રમાકાન્ત : પાગલ છે શું! શાનાં અભિનંદન?

કુલીન : કેમ? રેસના મેદાનમાં તારો ઘોડો વીન છે; દોસ્ત! આપણે તો પ્લેસ પર રહ્યા.

રમાકાન્ત : શું બકે છે? કુલીન! જરા સભ્યતાનું ભાન રાખ. તારાં શબ્દકટાક્ષો હું બરોબર સમજું છું. શું તું મને તારા જેવો વિષયાંધ ધારે છે?

કુલીન : ભાઈ તું વિષયાંધ નહિ; પ્રેમાંધ છે!

રમાકાન્ત : લખોટું રંગી નાખીશ; યાદ રાખજે, ભાગટા! તારા જેવા કુલાંગારોનો મિથ્યા બકવાદ મને મારી કર્તવ્યનિષ્ઠાથી વિમુખ નહિ કરી શકે. લાખ પ્રયત્ન કરવા છતાં ચંદ્રકલા ઝાંખી નહિ થાય.

નિરંજન : Bravo! Bravo! my dear! ચંદ્રમાં કાળા ડાઘા છે, એ ચંદ્રનું જ સૌંદર્ય વધારે છે; એને કવિઓ મૃગલાંછનની ઉપમા આપી કાવ્યો રચે છે. એ રીતે માનવજીવનમાં કલંકનું સ્થાન કલા સાથે છે.

રમાકાન્ત : નિરંજન! રહેવા દે તારાં Satire! તારી ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓ!

નિરંજન : આપણી પીછેહઠ! મિત્રરાષ્ટ્રોની લડાયક વ્યૂહરચનામાંથી આપણે એટલું ય ન શાખીએ? (કુલીન ધીમેથી ઝૂંપડીના

દ્વારમાં ડેકિયું કરી લે છે; ગૌરી માથું નીચું ઢળી આંસુ સારી રહી છે; વચ્ચે વચ્ચે ડૂસકાંનો આર્તધ્વનિ ઊઠે છે; જે ઝૂંપડીના વાતાવરણને વિષાદમય બનાવે છે.)

કુલીન : (મોટા અવાજે) હે! ગૌરી રડે છે!

નિરંજન : વિયોગ કોને વ્હાલો લાગે? (વ્યંગમાં વાત કરે છે.)

કુલીન : આહ! (છાતી ઉપર હાથ રાખી નિઃશ્વાસ નાખતો હોય તેમ) **'એની છબી અમોને, મારી છબી તમોને; ઘાયલ ત્રીજાને કરતી, ચોથાને પત્ર છાના......'** (કુલીન અને નિરંજન ચાલ્યા જાય છે; ગૌરી ઝૂંપડીના દ્વારમાં આવી ઊભી રહે છે; રડી રડી આંખો લાલ બની છે.)

ગૌરી : મૂઓ પીધેલો છે શું?

રમાકાન્ત : ગૌરી! સેવાનો પંથ કાંટાથી ભરેલો છે; એ આજે જાણ્યું. વાંક મારો છે; ગૌરી! મારામાં પૂર્ણતાનો અભાવ હશે! હૃદયમાં ક્યાંક છૂપો વિકાર હશે! ગંદી મનોકામના હશે! નહિ તો મારે તારો સંસર્ગ શો? સ્ત્રી સાથે! અગ્નિ સાથે કાષ્ટનો સંસર્ગ શો? કાષ્ટ અગ્નિ પાસે સળગ્યા સિવાય ન રહે; જગતનાં અધૂરાં નીતિશાસ્ત્રોનાં એ જ સંશોધન છે!

ગૌરી : એનાં ડોગલાંના શબ્દોનો શું તોલ બાંધો સો? ટીકાઓથી શા માટે ડરો સો! રમુભા! તમે ખોટું કામ નથી કર્યું ત્યાં લગણ તમારો વેરી આંધળો સે.

રમાકાન્ત : નહિ, નહિ, ગૌરી આજે હૈયાના ઘા આળા બન્યા છે; હું કલંકિત છું! હું પ્રાયશ્ચિત કરીશ! સંસારની નશ્વરતાએ! દુનિયાની દાંભિકતાએ આજે મને પરાસ્ત કર્યો છે.

[ પ્રસ્થાન ]

## અંક ૧ : પ્રવેશ ૩
## સ્થળ : હરિદાસનો બંગલો
## સમય : સવારના નવનો શુમાર

પાત્રો : કુલીન; નિરંજન; વિમળા અને હરિદાસ.

[ સિગારેટ ફૂંકતો કુલીન ઓરડામાં આંટા મારે છે; વારે ઘડીએ એની તૃષાતુર આંખો દ્વાર તરફ પડે છે; મોઢા ઉપર ફરી વળેલાં વિષાદનાં વાદળ દીવાના આછા પ્રકાશમાં ય વધુ ઘેરાં લાગે છે; આંખોમાં ક્રોધ જ્વાળા ભભૂકે છે; હારેલું હૈયું વેરના પ્રચંડ પાવકમાં સળગે છે. ]

કુલીન : (સ્વ) ગૌરી સાથે રમાકાન્ત ઝૂંપડામાં એકલો બેસે એનું પ્રયોજન? હવે એનું પોકળ ફૂટી ગયું છે. કેટલો દંભ! કેટલી ખુમારી! હવે જ સમજાયું કે નીતિ અને ન્યાયનાં બણગાં ફૂંકતા રમાકાન્તનું હૃદય કેવું કુટિલ છે? અને ગૌરી પણ કેટલી હઠીલી! કેટલી નિષ્ઠુર! શું મારા કરતાં એને એ શુષ્ક, શઠ રમાકાન્ત વધારે ગમ્યો!

[ નિરંજન આવે છે; હાથમાં પુસ્તક છે; પુસ્તકમાંથી એક પ્રસિદ્ધ કાવ્યની પંક્તિ વાંચે છે. ]

નિરંજન : 'પ્રેમને કારણો સાથે સંબધ કાંઇ યે નથી.'

કુલીન : નિરંજન! એ શાનું થોથું છે?

નિરંજન : 'કલાપીનો કેકારવ' છે. એનો લેખક કવિ કલાપી એક નાનકડા રાજ્યનો ધણી હતો; જે દરબારની એક ખૂબસૂરત ખવાસણના પ્રેમમાં પડ્યો હતો!

કુલીન : હેં! રાજા અને રૈયત વચ્ચે એવો વિચિત્ર વ્યવહાર? તો પછી નિરંજન! આપણે પ્રેમ કરીએ એમાં ગુનો શું છે?

નિરંજન : હું એ જ કહું છું કે રમાકાન્ત અને ગૌરી વચ્ચે ગમે તેવો વ્યવહાર હોય, એમાં દોષ શું છે?

કુલીન : પણ ગૌરીના પ્રેમીઓના લીસ્ટમાં સૌથી પ્રથમ નામ નોંધાવવાનો દાવો મારો છે. મારો હક ડુબાવી રમાકાન્તને ગૌરી સાથે પ્રેમ કરવાનો શો અધિકાર છે?

નિરંજન : અલ્યા! પ્રેમ શું કોઈ બજારૂ ચીજ છે કે ત્યાં અધિકાર ચાલે? કુલીન! એ કાંઈ નેજીમંદીનો સોદો નથી. વળી તારે પ્રેમિકાઓની શી ખોટ છે? તું જ કહેતો હતો કે કેટલીય કન્યાઓના તારા ઉપર પત્રો આવે છે. એમના ફોટા પણ તું ખિસ્સામાં રાખી ફરે છે.

કુલીન : એ બધાં ગૌરી આગળ પાણી ભરે! યાર! ગૌરી તો એક ચીજ છે. બુલબુલ છે!

નિરંજન : પણ એ બુલબુલ તારા પ્રેમપિંજરમાં બેસવા માગતું નથી એનું શું?

કુલીન : તો હું પરાણે એને પીંજરામાં પૂરીશ. એ રૂપ, એ જોબન, હાય! દિલના ટુકડા કરી નાખે છે. એની આંખમાં મદિરા છે; પી પીને હું પાગલ બન્યો છું; નિરંજન! ( ડોક ઊંચી કરી, છાતી પર હસ્ત મૂકી નિઃશ્વાસ નાખે છે. )

નિરંજન : પાગલોને માટે છેલ્લો મુકામ થાણા છે! mental asylum! મુંઝાઈશ ના, બાપુ!

કુલીન : નિરંજન! ગૌરી મારી જાળમાં ફસાય એવી યુક્તિ તું બતાવ, દોસ્ત!

નિરંજન :—યુક્તિ આબાદ છે! ઘરમાં ઘાલી દે. નૈતિક હિંમતની જરૂર છે; બિરાદર!

કુલીન : અફસોસ! કુળની લાજ આડે આવે છે.

નિરંજન : તો શું ગૌરીને તારે કેવળ તારી વિલાસિતાનું ગુપ્ત સાધન બનાવવું છે? શું ગૌરીને કુળમર્યાદાની કિંમત નથી? શું એને એના શિયળની પવિત્રતા પ્યારી નથી!

કુલીન : એ શિયળની વાતોમાં કાંઈ માલ નથી. લે! નિરંજન! જરા દમ માર! (સિગાર કેસ ઉઘાડી નિરંજનને સિગારેટ આપે છે; બંને ધૂમ્રવર્તુલોથી દીવાના મંદ પ્રકાશને ઢાંકી દેતા વાતોએ વળગે છે) નિરંજન! તું કહે તો એ સાળી છોકરીને બેહાલ કરૂં! એની હેરાનપરેશાન કરૂં!

નિરંજન : (બેદરકારીમાં) હા! એ તો આપણા હિંદુસમાજનું પરાપૂર્વથી ચાલ્યું આવતું તંત્ર છે! પછાત કોમોને દાબી દેવામાંજ આપણી મહત્તા છે! ગરીબોને ધર્મ નથી; ચારિત્ર્ય નથી! એમને ચૂસી ચાવી ફેંકી દો! પરંતુ કુળ, ધર્મ અને નીતિના આપણા ઇજારા અખંડ રહો! (સમાજની વિઘાતક નીતિ સામે પ્રહાર કરતો હોય તેમ હાથનો ઝાટકો મારે છે.)

કુલીન : બસ! તો એ જ નિશ્ચય! ગૌરીના જ્ઞાતિબંધુઓને પૈસાની લાલચ આપી ઉશ્કેરૂં! એની ઝૂંપડીમાં આગ મુકાવડાવું! હું જોઉં છું કે રમાકાન્ત એને શી રીતે બચાવે છે?

(વિમળા આવે છે.)

વિમળા : કુલીન!

કુલીન : કેમ બા?

વિમળા : જા, નોકરને ખબર આપ કે તારા બાપુને લેવા સ્ટેશને સામો જાય. રાત્રિનો સમય છે; મોડું ના કરે, જા તો!

[ કુલીન ચાલ્યો જાય છે; વિમળાની આંખોમાં નિશ્ચિતતાનાં સ્મિત ફરકે છે; દબાવી રાખેલી કામનાનાં કાતિલ વિષ આજે નિરંજનને નિહાળી પાછાં અંગમાં વ્યાપે છે. કામાગ્નિની ઉગ્ર જ્વાળાઓ ફરી એકવાર ફાટી નીકળે છે; આજે આંખોમાં

અજબ ખુમારી છે; હૃદયદેવને રાજી કરવા આજે વિમળાએ સુંદર વસ્ત્રાભૂષણોથી નાજુક દેહલતાના લાવણ્યમાં ભવ્ય ચમક ભરી છે. ]

નિરંજન : વિમળા! આજે શું છે? કાંઇ ખૂબ સજાવટ કરી છે?

વિમળા : આજે મધુરજની છે!

નિરંજન : તો આટલી બધી રાત્રિઓ નકામી વિતાવી શું?

વિમળા : નકામી જ તો! એ બધી રાત્રિઓ રડવામાં વીતી છે; કેટલાંય ઓશીકાં આંસુથી ભીંજવી દીધાં છે. નિરંજન! તું આવા વિચિત્ર પ્રશ્નો શા માટે પૂછે છે? તું શુષ્ક છે? તને રસિકતા શું; પ્રેમ શું; ઉપભોગ શું એ નથી સમજાતું? નિષ્ઠુર છે તું નિરંજન?

નિરંજન : વિમળા! વિમળા! આવેગ તમને ક્યાં ઘસડી જાય છે એનો ખ્યાલ રાખો.

વિમળા : નિરંજન! હું ભૂખી છું; તારી પાસે ભિક્ષા માગું છું; આંગણે આવેલી ભિખારણનો શું તું તિરસ્કાર કરે છે?

નિરંજન : દરેક ભૂખને ભાંગવાનું સામર્થ્ય માનવીમાં નથી હોતું. તમારી ભૂખ ભયંકર છે.

વિમળા : નિરંજન! નિરંજન! મને તારા બાહુપાશની માદકતાથી મૂંઝવી નાખ! તારા ઓષ્ઠનાં અમૃતથી મારા ગાલ ભીંજવી નાખ! મૂંગો કેમ છે? શાન્ત કેમ છે? નિરંજન!

[ પરાણે નિરંજનનો હસ્ત પકડી પલંગ તરફ ખેંચે છે; નિરંજનના દેહમાં એક આછી કંપારી છૂટે છે; વિમળાના દેહને તે જોરથી ધક્કો મારે છે; વિમળાની નાજુક દેહલતા જમીન પર પટકાય છે; ભોંય પર ઊંધી પડેલી વિમળાના નિતંબનો ઉભાર વણ-રોળ્યા યૌવનના પુંજ સરીખો મોહકતા ધારણ કરે છે ]

નિરંજન: (પરોક્ષ) આહ! હિન્દુસમાજ! તારી સડેલી લગ્ન સંસ્થાના પાયા હજુ કેમ તૂટતા નથી? પ્રલયનો દાવાગ્નિ તને કેમ ભસ્મીભૂત કરતો નથી? રે! વૃદ્ધલગ્નો અને કજોડાંના સંસારની નિષ્ફળતાએ આજે જીવનની આ અવદશા કરી છે. અસંતોષની આગમાં સપડાએલાં લાખો સ્ત્રીપુરુષોનો આજે આ રીતે અધઃપાત થઈ રહ્યો છે. (જવાની તૈયારી કરે છે.)

(સ્વ.) મને કાંઈ સૂઝતું નથી; આ વિષમ વાતાવરણમાં હું કેમ ફસાઈ પડ્યો છું?

(શિકારીના બાણના આઘાતથી પછાડ ખાઈ જેમ વીફરેલી વાઘણ ગર્જના કરી ઊઠે તેમ વિમળા ગાજી ઊઠે છે.)

વિમળા: નિરંજન!

નિરંજન: વિમળા!

વિમળા: હૈયાની ભઠ્ઠીનો દેવતા તને બાળી ભસ્મ કરશે. હું સ્ત્રી છું; કાળી નાગણ છું.

નિરંજન: તો હું પાષાણ છું; વજ્જરના ઘા વેઠવાની મારામાં તાકાત છે.

વિમળા: એમ છે! (વિમળા બૂમો પાડે છે.) ઓ! મા! ઓ રે! દોડો, બચાવો; આ મૂઓ મારી લાજ લૂંટે છે.

[હરિદાસ હાંફતા હાંફતા, ઢીલા પડી જતા ધોતિયાના બંધ સકસ કરતા આવે છે; એમના વૃદ્ધ ખોળિયામાં આજે નવું જોમ પેદા થયું છે; આંખો ફાટી છે; કામને બાળવા શંકરે ત્રીજું લોચન ખોલ્યું હતું; તેમ હરિદાસના ક્રોધની જવાળાઓએ આજે ઉગ્રતા ધારણ કરી છે.]

હરિદાસ: વિમળા! ઓ વેવલી શું છે? અવાજ ઓછો કર, ઓછો.

વિમળા: આ મૂઓ મને પરાણે ઊંચકી પલંગમાં નાખતો હતો. (આંખમાં બનાવટી આંસુ આણે છે; વાણીમાં આજંવતા છે; શરીરમાં કંપ છે.)

હરિદાસ: હેં! મારી પતિવ્રતા સ્ત્રીની લાજ લૂંટવાની કોશિષ? મારા કુળની લાજ! મારા ઘરની લક્ષ્મી સામે આ અનાચાર? નિરંજન!

નિરંજન: હું નિર્દોષ છું.

હરિદાસ: નીચ! નિમકહરામ! શયતાન!

નિરંજન: આપો, ઘટે તેટલાં ગંદાં વિશેષણો આપો; પણ મારી પવિત્રતા, મારો ધર્મ નિષ્કલંક છે. કાકાશ્રી! સ્ત્રીચરિત્રનું કારમું શસ્ત્ર મારી ગરદન પર તૂટયું છે. જે સ્ત્રીને તમે કુળની લાજ માનો છો; જે દંભના પૂતળાને તમે ઘરની લક્ષ્મી કહી ગાયો છો; એનું સ્ત્રીત્વ તમારૂં નથી. એનું હૃદય ખાલી છે; એની જુવાનીના ગર્દે તમારા દુબળા દેહને કેવળ નિભાવ્યો છે, સૌભાગ્યના સહારે પોતાની લોલુપતાને પોષવા માટે; એની સ્વચ્છંદતાને ઢાંકવા માટે.

હરિદાસ: દુષ્ટ! તારી ચાલાકીઓ રહેવા દે. તારા ગોરખધંધા હું બરોબર સમજું છું.

નિરંજન: તો આપની ચાલ મારાથી જરાય અજાણી નથી. તમારી પ્રપંચજાળો હું જાહેરમાં ખુલ્લી કરીશ. કુળના નામે જે પોલ ચલાવી રહ્યા છો; મોટાઇના મદમાં ગરીબોનાં ગળાં રેંસી રહ્યા છો તે હવે વધુ વખત છૂપું નહિ રહે. (પ્રસ્થાન)

હરિદાસ: વિમળા! ઘરમાં શું થયું તે બહારનો શું જાણે? આમ ઉમરાણ કરવામાં શું મઝા? ઘરોઘર આવા ગોરખધંધા ચાલી રહ્યા છે. હાથ ઝાલ્યો એથી શરીરે ઓછો ડાઘ પડવાનો હતો? એવી ઘટનાઓ ઉપર તો પડદા પાડયેજ છૂટકો. એમાંજ કુળની લાજ છે. ગાંડી! એવી વેવલી થા મા!

વિમળા: (નિરાશા અને લજ્જાથી દબાતા સ્વરે) એમાંજ કુળની લાજ છે! કુળના નામે કુટિલતા ભલે ચાલે; રૂઢિના નામે લાખો કુળ-

વધૂઓ ભલે નિસાસા નાખે; કુળના સડેલા ચોથાનું આટલું બધું મહત્ત્વ? નારીના નિસાસાની જરાય કિંમત નહિ? તો પછી સંસારમાં છૂપા વ્યભિચારનું સામ્રાજ્ય જામવા દો! આહ! હિસ્ટીરિયા આવો! ભૂત વળગો! ક્ષયના વ્યાધિઓ લાવો! (વિમળાની મનોવ્યથા ઉગ્રતા ધારણ કરે છે; સ્વસ્થતા ગુમાવે છે; માથું ભમવા લાગે છે; અને એક કારમી ચીસ સાથે ભોંય પર પછાડ મારે છે.)

હરિદાસ: (વિહ્વળતાથી) વિમળા! શું થાય છે! વિમળા! ક્યાં દુઃખે છે! શું મૂંઝવણ છે! બોલ, વહાલી! (વિમળાના કપાળ પર, પાણી છાંટે છે; પંખા વડે પવન નાખવા માંડે છે; વિમળાના આખા શરીરે સ્વેદબિંદુ આવી ઠરે છે.)

યવનિકા.



## અંક: ૨જો; પ્રવેશ: ૪થો.

**સ્થળ: ગામનો ચોરો.**

**સમય: સાંજના ચારનો સુમાર.**

પાત્રો: હરિદાસ; નિરંજન; રામદાસ; રમાકાન્ત; હરિજન; મામલતદાર અને ગ્રામ્યજનો.

[ગામની સરકારી પ્રવૃત્તિઓના કેન્દ્ર સમું જૂની બાંધણીનું નળિયાંના છાપરાવાળું નાનકડું મકાન છે. ગામનું પંચ પણ પોતાની પંચાતો આ સ્થળે કરવાનો પોતાનો વંશાનુગત અધિકાર સાચવી રહ્યું છે. આજે મામલતદાર સાહેબ પધારે

છે; મામલતદાર એટલે મહેસૂલી ખાતાનું બહુમૂલ્ય પ્રાણી! જેને પ્રામ્યજનો રાવસાહેબના જિનમત્તાવાર ખિતાબથી નવાજે છે. આજે જેસંગની મોંઘેરી મિરાત સામે લિલાઉંનો મોરચો મંડવાનો છે; જેથી લોકો ધીમે ધીમે ચોરામાં એકત્ર થાય છે પ્રથમ પધરામણીનું બહુમાન હરિદાસને ફાળે જાય છે. ]

હરિદાસ : ( સ્વ ) રે! જમાના! શી તારી બલિહારી છે? મારી ધોળી મૂછોના ધજાગરા આજે નીચે પડવા લાગ્યા છે. ધરડાં વિના ગાડાં પાછાં વળે એ સૂત્ર આજે ખોટું ઠર્યું છે! નહિ, નહિ, એ હાર આ હરિદાસ નહિ કબૂલ રાખે. સાળાં આજકાલનાં છોકરાં ઘરમાં ટંક રોટલાના સાંસા હોય ત્યારે દેશસેવાનાં ધતિંગ માંડે! ( નિરંજન આવે છે. )

નિરંજન : An Idle brain is the devil's workshop!

હરિદાસ : આ અંગ્રેજી ભણતરે તો દેશનું સત્યાનાશ વાળ્યું.

નિરંજન : અંગ્રેજી શિક્ષણ આટલું બધું અળખામણું છતાં અંગ્રેજી રાજની ગુલામીમાં કેટલો સ્વાદ છે? ( કટાક્ષ કરે છે. )

હરિદાસ : આવા બે ચાર ભણેલા ભિખારી ભેગા થાય એટલે રૂઢિનું નિકંદન કાઢી નાખે; સમાજનું નાવ કયા ખડક સાથે અથડાશે એ નથી સમજાતું.

૧લો, નાગરિક : ( પ્રવેશ કરી ) નમો શિવાય! હરિદાસજી!

૨જો, નાગરિક : ( પ્રવેશ કરી ) રામ, રામ, મોટા!

૩જો, નાગરિક : ( પ્રવેશ કરી ) કાં! દામભાઈ! તબિયત!

૪થો, નાગરિક : ( પ્રવેશ કરી ) જે સ્વામીનારાયણ! હરિદાસકાકા!

રામદાસ : ( પ્રવેશ કરી ) મોટા! કેમ આજે શા વેંતમાં છો?

હરિદાસ : રાવસાહેબ પધારે છે; પેલા જેસંગનાં ખેતર અને ઝૂપડું હરાજ થવાનાં છે.

રામદાસ : એ જેમંગ કોણ ?

હરિદાસ : ( મજાકમાં ) જાત્રાએ ગયા હતા શું રામદાસ !

રામદાસ : અરે, આ શરીર નબળાં ! આજે એક મહિને ઘરની બહાર નીકળ્યો છું, બાપલા !

હરિદાસ : સભામાં તો જોતા હતા; અહહ ! અહહ ! (મોટા અવાજે હસે છે. )

રામદાસ : કોની આંખે જોતો હતો ? સભામાં હશે તું કે તારો નરાધમ કુલીનિયો ! સાળા આંધિયા ! એમના પાપના છાંટા આ રામદાસને ઉડાડવા માંગે છે !

હરિદાસ : પણ રામદાસ : આમ પિત્તો કાં ઉછાળો ! પૂરું સાંભળો તો ખરા !

રામદાસ : શું ધૂળ સાંભળે ! ખૂનનો સાક્ષી મને કરવો છે ?

હરિદાસ : અરે ! ( કાનમાં મોઢું ઘાલી ધીમા અવાજે ) એ તો એના મોતે મૂઓ છે; ખૂબ દારૂ ચઢાવ્યો હશે, તે ઠોકર ખાધી; અને ગબડ્યો. એમાં તમારે ને મારે શું નાવાનિચોવવાનું ?

નિરંજન : Advantage of doubt ! શકનો લાભ મેળવવાનાં છટકાંનો અંગ્રેજી કાયદા પોથામાં કયાં તોટો છે !

( રમાકાન્ત આવે છે. )

રમાકાન્ત : ન્યાયના દરવાજે માનવતાની મૂંગી કતલ ભલે થાય ! પરંતુ યાદ રાખજો, આ કર્મચંડાળો ! ઇશ્વર તમને નહિ છોડે.

હરિદાસ : અરે, ઇશ્વર જેવી વસ્તુ તમે આજકાલનાં છોકરાંએ રાખીજ કયાં છે ?

નિરંજન : હાં ! ઇશ્વરને વહેંચી લ્યો; બહુ સસ્તો છે. શ્રીમાનો ! ઇશ્વરનો ઉપયોગ સગવડ પ્રમાણે કરો એમાં જ ઇશ્વરનું માન સચવાશે.

રમાકાન્ત : ગળામાં ધર્મની ચિઠ્ઠી બાંધી આવા અનાચાર કરતા વડીલોને ઇશ્વર શબ્દના ઉચ્ચારનો શું અધિકાર છે?

હરિદાસ : રમાકાન્ત! હું તારી ઉચ્છૃંખલતા હવે નહિ સાંખી શકું. હું કોણ છું? તેનો ખ્યાલ રાખ.

રમાકાન્ત : પૈસા ઉપર મગરૂબ છો; તો હું પણ પૈસા ધરાવું છું. માત્ર મગરૂબી નથી.

હરિદાસ : રમાકાન્ત! રમાકાન્ત! આજકાલનો તું મને ઉપદેશ આપે છે?

રમાકાન્ત : હા! માર્ગભૂલ્યા મગરૂબ શ્રીમંત! લક્ષ્મી તો કાલે ચાલી જશે; કુકર્મોની કાળાશ કદી નહિ ધોવાય. ગરીબોની હાય તમને ગૂંગળાવશે.

હરિદાસ : તારો ઉદ્દેશ્ય શું છે!

રમાકાન્ત : અન્યાય સામે પોકાર! જેસંગનાં નિરાધાર બાળકોને તમારી પ્રપંચજાળમાંથી મુક્ત કરવાં એ મારો ધર્મ છે.

હરિદાસ : રમાકાન્ત! કયા દળમાં હાથ નાખે છે!

રમાકાન્ત : તમે કોણ એવા વિષધારી નાગ છો?

હરિદાસ : તો શું તું જેસંગનાં બાળકો માટે મારી સાથે શત્રુતા બાંધશે!

રમાકાન્ત : સર્વસ્વના ભોગે.

રામદાસ : એ પૈસાનું અજીરણ!

રમાકાન્ત : નહિ, પરમાર્થ!

રામદાસ : તું જ્યારે પરસેવો પાડી પૈસા પેદા કરે ત્યારે પરમાર્થ કરી જો જે!

રમાકાન્ત : તો હું ક્યાં પારકા પૈસાનું ગુમાન ધરાવું છું! પિતાએ પૂર્ણ વિશ્વાસથી જે સંપત્તિનો અધિકાર પુત્રને સોંપ્યો છે, તેનો સદુપયોગ કરવાની પુત્રને સંપૂર્ણ સત્તા છે.

રામદાસ : બાપ બિચારો શું જાણે કે છોકરો આવો કુલાંગાર હશે!

રમાકાન્ત : કાકાશ્રી! હિતશત્રુ ના બનો! હિતસ્વી રહો! દ્રવ્ય પારકું અને ગૌરવ આપ રાખો છો? ભૂખ હોય તો પાંચ પચાસ માગી લ્યો.

રામદાસ : એનો તો હું હકદાર છું.

રમાકાન્ત : એ તમારો નિઃસ્વાર્થ સેવાભાવ ન હોય! આ સ્વાર્થ તમને અધોગતિની ખીણમાં ફેંકી રહ્યો છે. કાકા તરીકેનો અધિકાર જમાવો છો; જ્યાંસુધી રમાકાન્ત પાસે પૈસા છે. પડતી દશામાં એના ઠીંકરામાં થૂંકશો એ પણ કાકા તમે! અને આજે વડીલશાહીનો દોર ચલાવો છો એ પણ કાકા તમે!

[એક હરિજન આવે છે; ચીંથરેહાલ મૂર્તિ છે; માથામાં ઘા પડેલા છે; અને અંગે રુધિરના રેલા ચાલી રહ્યા છે]

હરિજન : દુનિયા પૈસાની સે! ગરીબોનું આંય કો બેલી નથી.

રમાકાન્ત : (હરિજનની હાલત નિહાળી) દંભભરી દ્રવ્યની ખુમારી કેવી ક્રૂર છે? ઇશ્વર! તેં ઇન્સાફની આંખે પાટા બાંધ્યા છે? ઓ પૃથ્વી! તારું પુણ્ય પરવારી ચૂક્યું છે!

હરિદાસ : (હરિજનને સંબોધી) કોણ છે તું અલ્યા!

હરિજન : બાપા! તમારો ઢેડ સું!

હરિદાસ : તે છે શું?

હરિજન : મહારાજ! તમે માબાપ સો; રસ્તે ચાલતાં ભાઠા મારી માથાં ફોડો, એ તે કિયા શાસતરનો નિયા સે? બાપલા! આ વસ્તર ફાટે તો થીંગડાં ચાંપીએ; પણ દેહનાં ચામડાં તૂટે ત્યાં ચિયાંકને જઇ જીવીએ?

હરિદાસ : તે હમણાં તારી ફરિયાદ સાંભળવાની ફુરસદ નથી જા; રાવસાહેબ પધારે છે. (સ્વ.) સાળું ઢેડું મરતું કાં નથી!

હરિજન : દિયા કરો; મહારાજ! તમારા પરતાપે મેલું ફિંડાવું સું ને રોટલો માંગી ખાઉં સું. તમારો ઢેડ સું; તમારી ગાય સું; બાપા!

રમાકાન્ત : હરિદાસ! આ ગરીબ ઢેડની ફરિયાદ શા માટે ન સાંભળો! શું ન્યાય ગરીબો માટે નથી?

હરિજન : જીવતો રહે જવાન! તારી કાયા કદળો રહે! ભા! ઇશ્વર તારું ભલું કરે! મને નિયા મળી ચૂક્યો. આ ઢેડના ખોળિયામાં દિયાનો છાંટો ના મળે! અને જવાન! તું દિયાનો ભંડાર!

નિરંજન : આજનો યુવાન ચેતનાનો અંગાર છે; આજનો યુવાન કર્તવ્યનિષ્ઠ છે; એ આ વૃદ્ધો આજે સમજી શકશે

રમાકાન્ત : કહે, કહે, મેતર! કયા ઘાતકીએ તારી સામે આ અમાનુષી વર્તન ચલાવ્યું છે?

હરિજન : આ રામશના છૈયે, મહારાજ! છૂટો ભાઠો માર્યો; કાંય પચાસ તો ડમણાં માર્યાં; માબાપ! અમારાં તો આ શરીર છે કે લાકડાં?

રમાકાન્ત : આવા જુલ્મ કરવાનું પ્રયોજન!

હરિજન : મેં ગાંમના કૂવામાંથી પાણી ભર્યું માટે!

રમાકાન્ત : સાર્વજનિક કૂવામાંથી અસ્પૃશ્યોને પાણી ભરવાનો સંપૂર્ણ અધિકાર છે.

હરિજન : કાયદાને કુણ માન આપે સે; મહારાજ?

રમાકાન્ત : તો પછી તું ખ્રિસ્તી કાં ન બને? હિન્દુ ધર્મ તો રાક્ષસોનો ધર્મ બની ગયો છે. સાચું હિન્દુત્વ તો આજે નાશ પામ્યું છે; રહ્યો છે માત્ર એનો પડછાયો.

નિરંજન: અને જગતે આજે પડછાયાનાં જ પૂજન માંડયાં છે ને!

રમાકાન્ત : અસ્પૃશ્યોએ સમાજનો શો ગુનો કર્યો છે? જે બિચારા

જાતે ગંદકી અને દુર્ગંધ વેઠી ઉચ્ચતાના ઇજારદારોની સ્વચ્છતા સાચવે; તે સમાજનો શત્રુ? નર્કથી ભરેલો માનવી ખુદ નાપાક છે; પોતાના સ્વાસ્થ્ય માટે સ્વચ્છતા રાખનાર સૌ કોઇ ભંગી છે.

હરિજન: ના બાપા! આ તો બધા ધરમના થાંભલા સે!

રમાકાન્ત: સનાતન ધર્મનાં શાસ્ત્રોમાં ઢેડ શબ્દનો ઉલ્લેખ નથી. માત્ર સેવા કરે તે શૂદ્ર! વર્ણાશ્રમનું વિધાન કરનાર શાસ્ત્રકારોએ એમ નથી કહ્યું કે શૂદ્રનો સ્પર્શ માત્ર કરતાં શરીર અપવિત્ર બની જાય છે. પરંતુ આજે તો સૌ ધર્મોએ સ્વત્વ છોડી પરસ્પર તેજોવધ માંડયા છે; બીજો પોતાનાથી મહાન ન થાય એવી આજના ધર્મસમાજોની રચના છે.

રામદાસ: પણ ઢેડાંને ઊંચાં ચઢાવવાથી શું ફાયદો?

રમાકાન્ત: ધર્મનો ક્ષય અટકે; અને વિધર્મીઓ આપણી સંકુચિત મનોદશાનો લાભ ન ઉઠાવે.

હરિદાસ: માત્ર અડવાથી ઢેડાંનો ઉદ્ધાર શી રીતે કરશો?

રમાકાન્ત: અડવાનો પ્રશ્ન નથી; એમને અપનાવવાનો પ્રશ્ન છે. એ આપણાથી કોઇ રીતે જુદા નથી એ પુરવાર કરવાનું છે. એમની સામાજિક અને આર્થિક ઉન્નતિ થાય, એ સ્વચ્છતાના પૂજારી બને; ગંદા પદાર્થો ન ખાય; માંસાહાર કે શરાબપાન ન કરે; એ રીતે એમને આપણી કક્ષામાં લાવવાના સેંકડો બુદ્ધિગમ્ય ઉપાયો છે. એ લોકો મંદિરમાં આવે, અને કથા-કીર્તન શીખે; તો એમનામાં ધર્મભાવના જાગે; અને હિન્દુત્વની રક્ષા થાય. અસ્પૃશ્યને અડકવું એ તો માત્ર એને અપનાવવાની પ્રાથમિક તૈયારી છે.

હરિદાસ: એમ થાય તો એ લોકો ગંદકી પણ ઉઠાવવાની ના પાડે.

રમાકાન્ત: ભૂલો છો; એ કામ ન કરે તો એ ભૂખે મરે. આપણો

એ ભય અસ્થાને છે. જન્મ અને જાતિથી એમને જે ધંધો પ્રાપ્ત થયો છે, એ કરવામાં જ એમનું કલ્યાણ છે.

રામદાસ: અસ્પૃશ્યતા નિવારણનો કાયદો ઘડનારા તારા જેવા અધર્મી હશે!

[મામલતદાર સાહેબ આવે છે; કાળા આલપાકાનો લાંબો કોટ, સાંકડી બાંયનું ઘૂંટણથી ઊંચે રહે એવું પારસી ઢબનું પાટલૂન અને માથે અંગ્રેજી ટોપી પહેરી છે. હાથમાં નોકરશાહીના ગૌરવ સમી લાકડી ઝાલી છે; તૂમડા જેવું મોઢું, ટૂંકી ગરદન, અદાભરી ચાલ અને આંખમાં શુષ્કતા એ સૌનો સુમેળ એમના દેહમાં પ્રસ્તુત છે.]

મામલતદાર: સત્તાનો તિરસ્કાર! કાયદાનું અપમાન! પ્રજાનું માનસ કેવું પ્રત્યાઘાતી છે? કેવી વિચિત્ર અને નિર્માલ્ય પ્રજા! હરિદાસ! તમે બધા કાયદાને ઠોકરે મારી રહ્યા છો! ગમે તે પક્ષના હસ્તમાં સત્તાનાં સૂત્રો હોય; પરંતુ તે જે સમયે જે કાયદા અને વ્યવસ્થાનું પાલન કરવા કહે, એ પ્રમાણે વર્તવું એ પ્રજાજનોનું કર્તવ્ય છે; એમાં જ પ્રજાકીય સરકારની મહત્તા છે.

રમાકાન્ત: એ પ્રજા હિંદની નહિ! એ તો માંહોમાંહે માથાં ફોડવા સરજાએલી પ્રજા છે.

મામલતદાર: જગતની અન્ય પ્રજાઓ માફક હિંદવાસીઓને એમનું ગૌરવભર્યું સ્થાન એક દિવસ જરૂર પ્રાપ્ત થશે.

રમાકાન્ત: ગ્રામ્યપ્રજાને આવા ન્યાયી અને આદર્શ અમલદારોની જ જરૂર છે. લાંચ અને ખુશામતથી રંગાએલી અમલદારશાહી જ પ્રજાની અધોગતિનું કારણ છે.

હરિજન: મહારાજ! સરકાર! દિયા કરો; સાબ! મારી એક ફરિયાદ સે.

ગામલતદાર: આ માણસ કોણ છે? એના કપાળમાં આ ઘા કોણે કર્યો?

હરિજન: સરકાર! મહારાજ! આ હરિદાસમોટાના કુલીનચંદરભાએ!

હરિદાસ: હેં! કુલીને? (આશ્ચર્યમાં ગરકાવ થાય છે.)

રમાકાન્ત: અસ્પૃશ્યોને અડતાં અભડાતો સનાતની અસ્પૃશ્યનું લોહી પીતાં ન અભડાયો?

ગામલતદાર: આહ! છતાં કાયદો મૂંગો છે! અધિકાર આપખુદ બન્યો છે! હરિદાસ આવો ત્રાસ ગામની રાંક પ્રજા ઉપર થઇ રહ્યો છે એ જવાબદારી કોની?

હરિદાસ: મારી સાહેબ.

મામલતદાર: તમારા પુત્ર ઉપર સશસ્ત્ર હંગામાનો આરોપ મૂકી શકાય કે કેમ? બોલો, બોલો, શું કેફિયત આપો છો?

હરિદાસ: હકીકત સત્ય હોય તો એ કુલાંગાર સજાને પાત્ર છે.

મામલતદાર: તમે ગામના પ્રતિષ્ઠિત નાગરિક છો. તમારી પ્રતિષ્ઠાને ધોકો લાગે એમ હું ઇચ્છતો નથી; માટે આ કજિયો ઘેરમેળે પતાવી દો, એમાં તમારૂં ભૂષણ છે. જુઓ, આ નિર્દોષ હરિજનને દવા અને ખોરાકી માટે પચાસ રૂપિયા આપો; અને પચાસ રૂપિયા ધર્માદા નાખો.

હરિદાસ: કબૂલ છે; સાહેબ! આપનો આદેશ માથે ચઢાવું છું (સ્વ.) અફસોસ! કુલીનની ઉચ્છૃંખલતાએ આજે પ્રતિસ્પર્ધીઓ સામે મારી મહત્તા છિન્નભિન્ન કરી નાખી છે.

ગામલતદાર: અને જુઓ, જેસંગનાં નિરાધાર બાળકોની દયા લાવી આ મી. રમાકાન્ત તમારા લેણા રૂપિયા આપે તો એની મિલ્કત હરાજ કરવા સરકારને કાંઇ કારણ જડતું નથી; કેમ મી.

રમાકાન્ત ! આ રીતે નિકાલ થાય તો ઠીક છે ને !

રમાકાન્ત : આપ એક પ્રામાણિક અમલદાર છો; આપ નિઃસ્વાર્થ બુદ્ધિથી જે કાંઇ કરશો તે ન્યાય્ય હશે.

હરિદાસ : ( પરોક્ષ ) સેવાના નામે રમાકાન્ત આજે આ ભોગ આપી રહ્યો છે?

નિરંજન : તો તમે કુળના નામે આપો !

હરિદાસ : રાવસાહેબ ! રમાકાન્તે આજે મારાં અંતઃચક્ષુ ખુલ્લાં કર્યાં છે. એણે મને શ્રીમંતનો સાચો ધર્મ શીખવ્યો છે. જે હસ્તે મેં જેસંગને ભયંકર અન્યાય કર્યો છે; તેજ હસ્તે હું આજે મારા પાપનું પ્રાયશ્ચિત કરૂં છું.

( લેણા પાંતરાના કાગળો ફાડી ફેંકી દે છે. )

મામલતદાર : તો શું દરખાસ્ત પાછી ખેંચો છો ?

હરિદાસ : હા, સાહેબ ! હું આજે મારા હસ્તે જેસંગનાં બાળકોને ઋણમુક્ત કરૂં છું.

નિરંજન : ( પરોક્ષ ) વ્યાજના વ્યાજમાં મૂડી હજમ કરી ચૂકયા છે. હવે જો જો, શ્રીમાનની દાનશીલતા !

મામલતદાર : ઠીક, હરિદાસ ! હું જાઉં છું; ધર્માદા રકમનું તમે સૌ ભેગા મળી નિરાકરણ કરી લેજો.                [ પ્રસ્થાન ]

હરિદાસ : જી હા; જી સરકાર ! જી હજૂર ! ( નીચા નમી નમી રાવસાહેબને સલામો ભરે છે; જેને ઝીલવાની રાવસાહેબને ફુરસદ નથી. )

નિરંજન : ( પરોક્ષ ) ખુશામતના ખજાના તો ભારતમાં જ ભર્યા લાગે છે! ( પ્રકટ ) કહો, ત્યારે શ્રીમાન ! ધર્માદા રૂપિયાની શી વ્યવસ્થા કરો છો ?

રમાકાન્ત : એ દાન તો હરિજન ફંડમાં જ આવવું જોઈએ, એ નિર્વિવાદ છે.

હરિદાસ : હરિજન ફંડ! ઢેડાંને ઊંચાં લાવવાં છે? એટલે કૂવા વટાળે; અને સામાં ફરિયાદ કરવા આવે!

નિરંજન : મંદિરમાં થાળ કરજો, કાકા!

હરિદાસ : વાત મુદ્દાની! દીકરા!

રમાકાન્ત : એની સામે અગારો ઉગ્ર વિરોધ છે.

નિરંજન : અરે ભાઇ! મંદિરો-છે તો હિંદની વિલાસિતા સજીવન છે! સાધુઓની જમાતો એ તો દેશનું રીઝર્વ ફોર્સ છે! ગણ્યસ્થ તંત્રના બજેટનું છાસઠ ટકા જેટલું દ્રવ્ય દેશના રક્ષણ પાછળ ખરચાય છે; તો હિંદુસંસ્કૃતિનું રક્ષણ કરતી એ સાધુઓની જમાતો પાછળ જેટલા થાળ, જેટલા મહાભોગ; અને રાજભોગ અપાય તેટલા ઓછા છે! [ સર્વેનું પ્રસ્થાન ]

પટપરિવર્તન.



## અંક : ૨ જો; પ્રવેશ ૫ મો
### સ્થળ : ગૌરીની ઝૂંપડી
### સમય : સમીસાંજ

પાત્રો : ગૌરી, દીનબંધુ; જગુ, કુલીન; રમાકાન્ત; હરિદાસ; પોલીસ અમલદાર, જુગારીઓ અને ગૌરીના જ્ઞાતિજનો.

[ ગૌરી અને જગુ સીગમાં છાણાં વીણવા ગયાં છે; ઝૂપડી સૂની છે; કુલીનની ઉશ્કેરણીથી ગૌરીના જ્ઞાતિબંધુઓ ઝૂંપડામાં

આગ મૂકવા આવે છે. સમીસાંજના આછા અંધકારના ઓળા અવની પર ઉતરી રહ્યા છે. ]

ભૂધર : ચાંપો દેવતા! ધિક્કાવી મૂકો રાંડનું છાપરૂં! નાતવાળાનો પણ ધડો કરતી નથી. ઉજળા લોકોને હળી સે; ગજુકા! આખી નાતનું નાક કાપવા બેઠી સે.

દેવાજી : ગાંમ છોડીને નાહે એવું તમા જેવું કરી મેલો

ગેમાજી : અલ્યા! સાવ પાધર ના કરો! બિચારી નિરાધાર સે; રાંક સે! દિયા કરો; છાપરૂં બાળી તમારા હાથમાં શું જેહુ આવશે?

ભૂધર : બાંમણ ગંદો લાગે સે! ઢીલી દાળ ખાનારો સે! સાવ પોચટ.

દેવાજી : હં! માળાને કાંક હવાદ મળતો હશે? પાછલી બારીનો પરોણો લાગે સે!

ગેમાજી : ના રે ભા! હું તે વળી એ ચુડેલને ચાળે ચઢતો હસું? પણ પારકી બલા તમે શું કામ ગળે વળગાડો સો? એના છાપરામાં દેવતા ચાંપશો, એમાં તમારા શું દાળિયા પાકયા? અંગૂઠે કમાડ ઠેલે કુલીન, અને પાપનાં પોટલાં તમે શું કામ બાંધો સો? ઉજળા લોક તો છેટા રહી તમાહા જુએ અને ગળાં આપણાં રેંહાય.

ભૂધર : લે, રહેવા દે; ડાહ્યલા! તું ગમે તેટલાં વલખાં મારે પણ એ રાંડ તારા દાવમાં નહિ આવે. એને તો બામન અને મેવા ભાવે સેં; તારાં બાવટાબંટી એને ગળે ના ઉતરે!

ગેમાજી : ખરાની દુનિયા નથી; ભાઇ! તમને ફાવે તેમ કરો.

ભૂધર : લે, રહેવા દે તારૂં શાસ્તર! અલ્યા એમાં વચાર શા? લગાડી મેલો! જુઓ સો શું?

દેવાજી : હા, હા, પાર મેલો; ચાંપો દીવાહળી!

[ઝૂંપડીમાં આગ લગાડી સૌ નાસી જાય છે; નાગિણીની જીવ્હા શી ઉગ્ર અગ્નિશિખાઓ ઝૂંપડીને ચોતરફથી ઘેરી લે

છે; ગૌરીની ઓથ, એની આશા, એનું જીવન, એનું સર્વસ્વ આજે સળગી રહ્યું છે ગૌરી છાણાંની ટોપલી માથે મૂકી દૂરથી આવે છે; છાપરૂં ભડકે બળતું નિહાળે છે; દોડતી ઝૂંપડીએ આવે છે; કર્મસંયોગે દીનબંધુ પણ આગ નિહાળી ત્યાં આવી પહોંચે છે, એના આગ ઓલવવાના સર્વ પ્રયાસ નિષ્ફળ જાય છે.]

દીનબંધુ: ગજબ થયો, ગૌરી!

ગૌરી: મારી ઓથ તૂટી, દીનુભા!

દીનબંધુ: ગૌરી, ગૌરી! હવે કાંઇ ઉપાય સૂઝતો નથી; મારી બુદ્ધિ ગભરાટમાં પડી છે. આહ! આગ તો ચોતરફ પ્રસરી ચૂકી છે,

ગૌરી: મારો ભગવાન રૂઠયો સે; દીનુભા!

દીનબંધુ: ગૌરી! આવું હીચકારૂં કૃત્ય! આવી નીચતા લોકો શા માટે કરે છે? સમાજ એટલે Society! જ્ઞાતિ એટલે સભા! એના બંધારણમાં પરસ્પર સહાયની ભાવના રહેલી છે; છતાં આજે પોતાના સભાસદોનાં સુખદુઃખ અને ઉત્કર્ષ માટે પ્રયત્ન કરવા બંધાએલી સંસ્થા, ડૂબતાંને હાથ આપવા સરજાએલી સંસ્થા પડતાંને પાટુ દેવાની ક્રૂરતા દાખવી રહી છે.

ગૌરી: દીનુભા! આ ગાંમ હવે મને ખાવા ધાય સે. આવા નગાળા લોકો વચ્ચે રહી હું શા માટે દખી થાઉં? નાતવાળા તો મૂઆ નઠોર સે. એંગને મારાં ચોખાહાળ ખાવાં સે; અને રોયા ઉજળા લોક કુણ જાણે મારા રૂપમાં શુંય મોહ્યા સે કે ભૂખ્યાં વરૂ જેવા કેડો મૂકતા નથી.

દીનબંધુ: પણ ગૌરી! ગામ છોડી બીજે ક્યાં જઇશ?

ગૌરી : શહેરમાં ! બીજે ક્યાં ? મજૂરી ગોતીશ; વૈતરાં કૂટીશ; અને પેટનું પાતાળ ફોડીશ.

દીનબંધુ : શહેરમાં શાંતિ નહિ મળે; ગૌરી ! આ રૂપ અને યૌવન તારા જીવનની આસપાસ પ્રલોભનનાં જટિલ જાળાં રચી દેશે. વખાનાં માર્યાં માનવી શું ન કરે ગૌરી ? શહેરી જીવનની ભયંકરતા તું નથી જાણતી ! ગૌરી ! બહારથી સ્વચ્છ અને આકર્ષક જણાતું એ જીવન ભયાનક દુર્ગંધથી ભરેલું છે; ત્યાં તારાં શીલ સુરક્ષિત નહિ રહે નિરાધાર નારીદેહની રક્ષા શહેરમાં અસંભવિત છે; ગૌરી ! હાથે કરી વિનાશ ન નોતરીશ

ગૌરી : દીનુભા ! તમે કહો એમ કરૂં. દિશા સૂઝતી નથી; ચોતરફ અંધારાં ઉલેચવાનાં સે. દીનુભા ! ( ગૌરીની આંખોમાં અશ્રુધારા ચાલે છે. )

દીનબંધુ ; ગૌરી ! શા માટે રડે છે ? ઇશ્વરમાં શ્રદ્ધા રાખ.

ગૌરી : કયાં સે ઇશ્વર ! કયાં છુપાયો સે ? શા માટે આવા જુલમ સાંખી રહ્યો સે ?

દીનબંધુ : એની કળા અકળ છે. આપણી નિર્બળતા માટે એને દોષ દેવો એ ઉચિત નથી. ગૌરી ! સહિષ્ણુતા એજ માનવીનો પરમ ધર્મ છે. તું સત્યને વળગી રહે; સદાચારમાં દૃઢ રહે; એમાં તારૂં કલ્યાણ છે. ચાલ, ગૌરી ! મારી સાથે ચાલ ! મારી ગરીબની ઝૂંપડી તારા માટે સદાય ખુલ્લી છે. સમાજ ચાહે તેવું બોલે ! સમાજની ટીકાઓની મને પરવા નથી. ગમે તેવી દુર્દમ્ય આપત્તિમાં હું તારી સેવા બજાવીશ. તારા જેવી અસહાય બાળાને સહાય આપવી એ મારૂં કર્તવ્ય છે. એ કર્તવ્યના પંથ પરથી મને કોઇ ડગાવી શકે તેમ નથી.

( બંગુ આવે છે. )

ગૌરી : જગુ! ભાયલા! આજથી તું દીનુભાને આશરે સે!

જગુ : ગૌરી! ત્યાં ખાવાનું મળશે કે?

ગૌરી : હા! તેં ત્યાં થાપણો મૂકી સે ને! જોયું દીનુભા! આ મૂઆને એના પેટની પડી સે.

દીનબંધુ : ગૌરી! પેટનાં પાતાળમાં પરમાત્માએ કોણ જાણે કેટલુંય ઊંડાણ મૂક્યું છે કે એ કદી પુરાતું જ નથી. માનવી પેટને માટે કેટલી અધમતાએ પહોંચી જાય છે?

[ દીનબંધુ ગૌરી અને જગુને પોતાની સાથે લઇ ઘેર જાય છે; જતાં જતાં ગૌરી એક વાર એનાં આંસુના થીજેલા ઢગ સામે એક કરુણાર્દ્ર દૃષ્ટિપાત કરી લે છે. બાદ જુગારીઓ સાથે તોફાન કરી કુલીન નાસતો છૂપાતો આવે છે. હાથમાં છરી છે; માથાના વાળ વિખરાએલા છે; કપડાં રુધિરથી ખરડાએલાં છે; ચોતરફ વિનાશનાં વાદળોથી ઘેરાએલો કુલીન પોતાની અસાહ્યતા ઉપર એક દીર્ઘ નિઃશ્વાસ નાખે છે; વાણીમાં આર્દ્રતા છે; પશ્ચાતાપનો કાતિલ કીડો આજે એનો આત્મા કોરી રહ્યો છે.]

કુલીન : (સ્વ.) શરાબ, સૌન્દર્ય; અને જુગાર! તમારાં રુધિરભીનાં વિનાશ નૃત્યો નિહાળી મારૂં હૃદય કંપી રહ્યું છે. લાખો પ્રયાસો છતાં આજે મારી વિલાસતૃષા અધૂરી રહી છે; દૂર રહો, દૂર રહો! માનવ જીવનનાં કલંકો! તમને આજે છેલ્લા પ્રણામ! (છરી, ગંજીફો અને શરાબની બોટલને જોરથી જમીન પર ફેંકે છે.) જેના મૃદુ પાશમાં પરમ મોહકતા હતી; જેના સેવનમાં અજબ માદકતા હતી; એ વિનાશક વ્યસનો આજે મને કંટક સમાન કારમાં લાગે છે. ( દૂર દૃષ્ટિ નાખે છે. ) અરે! યમદૂતો પાછળ જ આવી રહ્યા છે. હવે શો ઉપાય? આસપાસ ભયંકર નિર્જનતા પ્રસરી છે. આહ! પાપી પ્રાણીને મોત ઘેરી લે છે,

ત્યારે કુદરત પણ કેવું ક્રૂર મૌન ધારણ કરે છે! (ચારે બાજુ નિરાશાભરી દૃષ્ટિ નાખે છે; જુગારીઓના હાથમાંથી છટકવાનાં ફાંફાં શોધે છે.) લાવ! ગૌરીની ઝૂંપડીમાં ઘુમાઇ જાઉં! (પ્રકટ) ગૌરી! ગૌરી! (કોઇ ઉત્તર દેતું નથી; ગૌરીને બદલે આગથી ભસ્મીભૂત થએલી ગૌરીની ઝૂંપડીનાં કાળાં કોટડાં અટ્ટહાસ્ય કરી કુલીન તરફ ઘૃણા વ્યક્ત કરતાં હોય એવાં કરાલ લાગે છે) ક્યાં છે આશરો આપનારાં સહૃદયી? ગૌરી પાસે આવી યાચના કરવાનો મને શો અધિકાર છે? મેં જ એને મારી મહત્વાકાંક્ષાનો ભોગ બનાવી છે. મેં એના ઝૂંપડામાં આગ મુકાવી છે. આજે ગૌરી હોત! એની ઝૂંપડી કયાત હોત તો એનો આશરો લઇ શકાત. મેં અભાગીએ વિશ્રાન્તિની એ મધુર છાયાનો નાશ કર્યો છે. મેં પાપીએ મારા જ પગમાં આઘાત કર્યો છે. મારાં જ રચેલાં કુટિલ ઝાંખરાંમાં હું આજે ફસાયો છું. આઘાત સામે પ્રત્યાઘાત! આહ! કુદરતનો એ અટલ કાનૂન હું નો'તો સમજ્યો. હું નિર્દય છું; મેં રક્ત પીધાં છે; મને પાણી ના મળો? મેં આંસુ પીધાં છે; મને વિશ્રામ ન હો!

[રમાકાન્ત આવે છે; કુલીનનો આર્તનાદ સાંભળે છે; આછા અંધકારમાં દૂરથી એ કુલીનને બરોબર પિછાણી શકતો નથી.]

રમાકાન્ત: (સ્વ.) પશ્ચાત્તાપનાં આંસુ વેરતા કોઇ ગર્વિષ્ઠ માનવીનો આ પોકાર છે. જાળાંનો સર્જક કરોળિયો આજે પોતાનાં રચેલાં જાળાંમાં આબાદ સપડાયો લાગે છે.

કુલીન: મદદ! મદદ! દયાસિંધુ! પેલા બદમાશો મારૂં ખૂન પીવા આ તરફ આવી રહ્યા છે; જુઓ, જુઓ.

(રમાકાન્ત કુલીનની વધુ પાસે આવે છે.)

રમાકાન્ત: (સાશ્ચર્ય) કોણ કુલીન? તું!

કુલીન : હા, તું...તું રમાકાન્ત! આખરે તું! તારી સહાય? શત્રુની સહાય? નહિ, નહિ, હું પાપી છું; દુરાચારી છું; નિર્દય છું; સજ્જનની સહાયનો હું અધિકારી નથી. મરીશ દુર્જનના હસ્તે! સજ્જનના હસ્તે મારા નશીબે મોત ક્યાંથી હોય? રોમરોમ પાપનો પાવક ભર્યો છે; શ્વાસોચ્છ્વાસમાં દારૂની દુર્ગંધ છે; કરોડો કુલીન કન્યાઓના કૌમાર્યનો મેં સંહાર કર્યો છે; સેંકડો શીલવતી સુંદરીઓના સૌન્દર્યનો મેં શિકાર કર્યો છે. આહ! ભયાનક નર્કનો હું અધિકારી છું. રમાકાન્ત! ચાલ્યો જા; ચાલ્યો જા. મને આજે મૃત્યુની ભીષણતા નહિ કંપાવે. જલ્લાદોની છરીના ચમકાર આજે મને નહિ મૂંઝવે.

રમાકાન્ત : પાપનું નિવારણ પશ્ચાત્તાપ છે; કુલીન! માયાના પાશમાં સપડાએલો માનવી બીજું શું કરે! મહાનટી માયાનાં વિલાસ-નૃત્યોમાં આત્મપ્રકાશના દર્શન વિના બીજું શું છે? આપણે માયાનાં પૂતળાં; કુલીન! માયાનુ સંગીત કેવું મધુર છે? માયાનો પાશ કેવો સુકોમળ છે?

કુલીન : રોમરોમ અગ્નિદાહ દે એવો!

રમાકાન્ત : ત્યારે વિશુદ્ધિ તો અગ્નિ જ કરે.

[ એક જુગારી હાથમાં છરી સાથે ધસી આવે છે; એની આંખોમાં મદિરાની કેફ છે; હસ્તમાં કુલીનના રક્તપાતની તાલાવેલી છે. ]

જુગારી : બદમાશ! નાસે છે ક્યાં! દાવ લાગ્યો ત્યારે તો ખુશમિજાજમાં હતો; હવે હાર્યો ત્યારે દાવ અધૂરો મૂકી નાસે છે? શું એ જુગારીની રીત છે?

રમાકાન્ત : છે શું? દમ શાનો ભરાવે છે? ધંધો જુગારનો; અને વાતો શરાફીની ઠોક છે?

જુગારી : મને હજી ઓળખતો નથી! આ જમ્મુ દાદો છે. દૂર રહે, નહિ તો જિંદગીથી હાથ ધોવા પડશે.

રમાકાન્ત : કુલીન! શું જુએ છે? જા, પોલીસને ખબર આપ. હું જોઉં છું કે આ બિચારૂં પામર પ્રાણી કઈ મહાશક્તિનું પ્રેર્યું વિનાશપંથે પગલાં ભરી રહ્યું છે!

કુલીન : રમાકાન્ત! હું તારો શત્રુ છું; શત્રુ માટે આવો ભવ્ય ત્યાગ શા માટે?

રમાકાન્ત : કુલીન! શત્રુને પ્રેમથી જીતવો એ શુદ્ધ અહિંસાની ભાવના છે. પાપભીરૂતા અને નિર્માલ્યતા વિશ્વબંધુત્વની ભાવનાને અનુરૂપ નથી.

કુલીન : રમાકાન્ત! તેં મને આજે જીવનનો સાચો રાહ બતાવ્યો છે. આહ! આખરે મહાન કોણ? તું; રમાકાન્ત! આજે તેં મારી મહત્તા ઓછી કરી દીધી છે.

રમાકાન્ત : હમણાં નાના મોટાની ચર્ચાનો સમય નથી, કુલીન! તું જલદી જા!

(કુલીન પસાર થાય છે; જુગારી છરી વડે રમાકાન્ત ઉપર હુમલો કરે છે.)

જુગારી : બદમાશ! મારા શિકારને તું નસાડવાની હિંમત કરે છે? તો લે!

રમાકાન્ત : બસ! બસ! (રમાકાન્ત જુગારીનો હાથ પકડી લે છે; અને બળપૂર્વક છરી તેના હાથમાંથી પડાવી નાખે છે. પાછળથી બીજો જુગારી આવી રમાકાન્તની પીઠમાં ઘા કરે છે.)

૨ જો, જુગારી : એમ છે! તો લે, કમનશીબ! એના પહેલાં તું જ મોતને ભટી લે.

રમાકાન્ત : (સ્વ.) આહ! આહ! છેલ્લો શ્વાસ! છેલ્લું કર્તવ્ય! આખરે 'આહુતિ'! કુળના નામે, રૂઢિના નામે, સમાજ! આ ઉચિત આહુતિ હો! આજે જીવનસાફલ્ય જડયું; કંટાળાભર્યું જીવન ભલે પૂરૂં હો! આહ! ગીતા! પ્રાણેશ્વરી! તું કયાં છે? જો, જો, હું વિદાય માગું છું. આજે તેં માગેલી મુક્તિ હું તને આપું છું. હું શુષ્ક હતો; નિર્દય હતો! તારા હૃદયમાં મારૂં સ્થાન નં હતું. ગીતા! શા માટે સાંભળે તું મારૂં કરુણ રુદન? અરે! અંત સમયે ગૂંગાળવું એમાં જ મધુરતા છે; હૃદયનાં કારમાં દર્દો હૃદયમાં ઊછળી ઊછળી શમી જાય એજ મૃત્યુનો મહિમા! લતા! ઓ લતા! (કાંઇક શોધતો હોય તેમ લથડિયાં ખાતો પ્રયત્નપૂર્વક આગળ ખસે છે) તારા પવિત્ર સહચારે, તારી નિર્મળ પ્રેરણાએ મારી આત્મલતા પાંગરી છે; તારી નિઃસ્વાર્થતાએ મને વિશુદ્ધ સ્નેહના પદાર્થપાઠ શીખવ્યા છે. ઓ ગૌરી! તારી આમ્યસંસ્કારિતાએ મને મુગ્ધ કર્યો છે; મેં તને જીવન સાથે જડી છે. ઓ દીનબંધુ! મારા અંધકાર ભરેલા જીવનના સાથી, મારી સાચી વિભૂતિ, મારી મુક્તિ, જે કહો તે દીનબંધુ! હું તારા બંધુત્વની મધુર સ્મૃતિ સાથે કાળયજ્ઞમાં આજે આ 'આહુતિ' આપી રહ્યો છું. આહ! (વેદના ભરી ચીસ નાખી નીચે ઢળી પડે છે.)

જુગારી : ચાલ દોસ્ત! અહીંથીં નાસવામાં સલામતી પોલીસ આવી પહોંચશે. (બંને જુગારીઓ નાસી છૂટે છે; ઘાયલ રમાકાન્ત પરાણે લથડિયાં ખાતો ખાતો ઊભો થવા પ્રયાસ કરે છે.)

રમાકાન્ત : દીનુ! ઓ દીનુ! લતા! ગીતા! આવો, આવો, આજે તમે કયાં છુપાયાં છો? સાંભળો! ના, હવે કહેવાનું શું બાકી છે? મૃત્યુના સાથીને એ અપેક્ષા? નહિ, નહિ, તો તો મૃત્યુ કલંકિત થાય. આજે મારે આનંદનો ઉત્સવ છે! આજે વિશ્વ-

મુક્તિનાં ગાણાં લહેરશે. ( રમાકાન્ત મૂર્છાવશ થાય છે; હરિદાસ, કુલીન, અને પોલીસ આવે છે. )

ફોજદાર : પકડો; ક્યાં છે બદમાશો ? ( રુધિરથી તરબોળ રમાકાન્તના દેહ તરફ નિહાળીને ) અફસોસ ! હરિદાસ ? બદમાશો રમાકાન્તને છરીનો ઘા કરી નાસી છૂટ્યા લાગે છે.

હરિદાસ : એક નિર્દોષની આ દશા ! જેને બદનામ કરવાની હજારો કોશિષ હું કરી ચૂક્યો છું, એ જ રમાકાન્તે આજે શત્રુતા ભૂલી મારા પુત્ર માટે પોતાના પ્રાણની આહુતિ આપવા તત્પરતા દાખવી ? ધન્ય છે એના ત્યાગને !

કુલીન : પિતાશ્રી ! સાચો શ્રીમંત કોણ ? તમે કે એ ?

હરિદાસ : એ ! સાચો શ્રીમંત રમાકાન્ત ! એની મહત્તા ! મોટો એ, ગુણવાન પણ એ, જેણે પરહિત માટે દેહનું બલિદાન દેવાની ઉદારતા દાખવી.

કુલીન : શ્રીમંતો ! ધનના ઢગલા તમારી પાસે, સત્તાના સાણસા તમારી પાસે, કહેવાતા ધર્મના ઇજારા તમારી પાસે, ગરીબો પાસે એમની ગરીબાઇ, એમનું દયાર્દ્ર હૃદય, એમના પવિત્ર સંસ્કાર; એ છે માનવતાના રક્ષકો, તમે છો પશુતાના પૂજારી; એ મહાન છે, તમે ક્ષુદ્ર છો, પામર છો. ખરેખર ! પરાર્થે પ્રાણ દેનારા મૃત્યુને કિનારે અમરતાના યોગ સાધે છે. જેને દેહની નશ્વરતાનું અભિમાન છે, એને આત્માનાં અમર ગુંજન કદી સંભળાતાં નથી.

ફોજદાર : શેઠ હરિદાસ ! આપ બેફીકર રહો; કોઇપણ ભોગે ગુનેગારોનો પત્તો મેળવવામાં આવશે; કાયદો એની ફરજનું સંપૂર્ણ પાલન કરશે. ( ફોજદાર અને સિપાઇઓનું પ્રસ્થાન ).

કુલીન : પિતાશ્રી ! હવે શી આશાએ વિલંબ કરો છો ? રમાકાન્તને સારવાર માટે જલદી હોસ્પિટલમાં લઇ જવાની વ્યવસ્થા કરો.

હરિદાસ : હા, કુલીન ! પ્રથમ એજ કાર્ય કરવાનું છે. તાત્કાલિક સારવારથી હું ધારૂં છું કે રમાકાન્તનો પ્રાણ બચી જશે. ઈશ્વરને હું પ્રાર્થના કરૂં છું કે એ ત્યાગમૂર્તિના પ્રાણની રક્ષા કરે !

[ હરિદાસ ઘાયલ રમાકાન્તને હોસ્પિટલમાં ખસેડે છે; એમના પાષાણી હૃદયમાં આજે પુણ્યની કોમળતા પ્રગટી છે; આંખોમાં અશ્રુધારા વહે છે; તીવ્ર વેદનાથી એક ઊંડો નિઃશ્વાસ નાખી હરિદાસ અને કુલીન ચાલ્યા જાય છે; હાંફળો હાંફળો, પાગલ જેવા દીનબંધુ ઘટનાસ્થાને ધસી આવે છે. ]

દીનબંધુ : ( સ્વ. ) કેવી અપૂર્વ આહુતિ ! કોના માટે ? શા માટે ? એમાંજ અહિંસાની સાર્થકતા હતી ? એમાંજ સાચો સેવાભાવ હતો ? જુઓ, જુઓ, ઓ પથ્થરહૃદયી શ્રીમંતો ! તમે જેને તુચ્છ સમજતા હતા, જેને તમે કલંકિત કહેતા હતા ! તમે જેને પાખંડનું પૂતળું કહી ફેંકી દીધો હતો એની માનવતાનાં મૂલ્ય આંકો; એના ભવ્ય ત્યાગને નિહાળો; રૂઢિપૂજકો ! જવાબ આપો; ક્રાન્તિને આરે ઊભેલું જગત તમને પૂછે છે કે સમાજને આવી આહુતિઓ શા માટે આપવી પડે છે ! સમાજમાં શરાબી વસે છે, જુગારી વસે છે, વ્યભિચારી વસે છે; શા માટે ? તમારૂં સમાજશાસ્ત્ર અપૂર્ણ છે માટે. રૂઢિના નામે પાપાચાર, કુળના નામે કુટિલતા અને ધર્મના નામે ઢોંગ ચલાવો; પરંતુ તમારી એ એકહથ્થુ સત્તાના સાણસા હવે ઢીલા પડ્યા છે. પાપીઓ ! તમે આજે એક અમૂલ્ય માનવદેહ માટીમાં રોળવાનું સાહસ કર્યું છે. એની આહુતિ ઉપર આંસુની અંજલિ ન ઢોળશો ! એની સમાધિ પર ફૂલો ન ધરશો ! આરસની ખાંભી ન ચણશો !

( મનોવ્યથા ઉગ્રતા ધારણ કરે છે; મિત્રવિયોગની કલ્પના હૃદયને

વિહ્વળ બનાવે છે; મગજની સમતુલા અસ્થિર બને છે.)

વગડાનાં વાસી ઓ વિહંગો! ઓ વૃક્ષો! ઓ પાષાણો! તમે મૂંગાં કેમ છો? રમાકાન્તનો કરુણ આર્તનાદ સાંભળી તમે ન પીગળ્યાં? એના મૃત્યનો ગૂંગળાટ તમે શાંત ચિત્તે નિહાળી રહ્યાં? (માથાના વાળમાં આંગળીઓ પરોવી વાળ વિખેરી નાખે છે; આવેશમાં પોતાનું પહેરણ ચીરી નાખે છે; અને ખૂબ જોરથી હસે છે.) આ! હા! હા! આહુતિ! આહુતિ માગે છે! કોણ માગે છે? રૂઢિ! પ્રણાલી! હા, હા, બોલ, કેટલી આહુતિઓ લેશે? કેટલાં રુધિર પીશે? બોલ, બોલ, દેવી! તારું ખપ્પર કેટલું અધૂરું છે? આહ! ચિતાની જ્વાળાઓ કેવી હસે છે! જો, જો, એ જ્વાળાઓમાં સ્વાતંત્ર્યની ઉષાનો સુકોમળ દેહ પાંગરી રહ્યો છે! ના, ના, એ તો મૃગતૃષ્ણા છે; ભ્રાંતિ છે; સ્વાતંત્ર્યની ઉષા તો એક લાખ રમાકાન્તોની ચિતાઓ ખડકાવશે. ઓ ડાકિણી! તું ડમરુ બજાવ! મહામાયા! તારી કાળખંજરીના કર્કશ ધ્વનિ! તારાં ડાખલાંના ઘેઘૂર અવાજો કદી ના શમો! એ તમન્ના! ઓ આરજુ! એ ઝંખના! (શરીરનું સ્વાસ્થ્ય અને સમતોલતા ગુમાવે છે; દોડતાં દોડતાં એક વૃક્ષના થડ સાથે અથડાય છે; થડને પકડી નીચું મસ્તક ઢાળી હતાશ જેવો ઊભો રહે છે.)

યવનિકા

# અંક બીજો : પ્રવેશ ૬ઠ્ઠો

**સ્થળ : હૉસ્પિટલનો એક રૂમ**

**સમય : પ્રભાત**

પાત્રો: રમાકાન્ત, ગીતા, દીનબંધુ અને સ્નેહલતા.

[ દવાખાનાના એક રૂમમાં રમાકાન્ત લોખંડના કૉટ ઉપર સૂતો છે; પાસે બેઠેલી ગીતા એની સેવાશુશ્રૂષામાં લીન છે; પરિચારિકા આવી રમાકાન્તનો જ્વર માપે છે, નાડીના ધબકારામાં અવ્યવસ્થિત વેગ છે; શરીર સાવ નંખાઈ ગયું છે; મુખકાંતિ ઝાંખી પડી છે; આંખો ઊંડી ઊતરી ગઈ છે; દુર્બળ દેહ અસ્થિપીંજર જેવો બેડોળ અને બિહામણો લાગે છે; પ્રતિક્ષણ બીમારી ગંભીરતા ધારણ કરે છે; ગીતાના કઠોર હૃદયે પતિની આ દશામાં અનાયાસે કોમળતા ધારણ કરી છે; એના ચિત્તમાં જરા ઔદાર્ય આવ્યું છે; પહેલાંની ઉદાસીનતા નાશ પામી છે; આજે દાંપત્યમાં મનોવિકારનું સ્થાન મમતાએ લીધું છે; ગીતાના હૃદયમાં સ્વાર્પણની આછી ઉત્સુકતા જાગી છે; છતાં દંપતીના સામાન્ય વ્યવહારમાં એક પ્રકારનું ગંભીર મૌન પ્રવર્તે છે. ]

રમાકાન્ત : ( પાસું બદલી ) ગીતા !

ગીતા : સ્વામીનાથ!

( પાલવ વડે કપાળનો પરસેવો લૂછે છે. )

રમાકાન્ત : સ્નેહલતા હજી કેમ ના આવી ?

ગીતા : તમને એનાં જ સ્વપ્નો આવે છે!

રમાકાન્ત : સ્વપ્નો જો સાચાં પડે તો ગીતા ! એ કેવાં મીઠાં હોય છે! સંસારના ઝંઝાવાતોથી બેજાર બનેલો માનવી સ્વપ્નસૃષ્ટિમાં

[દિવ્યતાનાં દર્શન કરે છે; જ્યાં વિષાદ, વિખવાદ, દ્વેષ અં વંચનાની છાયા સરખી હોતી નથી.

ગીતા : ડોકટરે બોલવાની ના પાડી છે; છતાં શા માટે આમ લવાર કર્યે જાવ છો?

રમાકાન્ત : શું આ લવારો છે? શું સત્ય એ કૃત્રિમતા છે? આદર્શ અને ભાવનામાં પ્રકૃતિના શ્રેષ્ઠ ધર્મોનું સામ્ય હોવું તે શું મિથ્યાચાર છે?

ગીતા : ક્ષમા આપો નાથ! શું મારા શબ્દોથી તમારા હૃદયમાં ચો લાગી! પ્રાણેશ! બીમારી કેટલી ગંભીર છે! મારું તો હૈ હાથમાં રહેતું નથી. મને ભયાનક સ્વપ્નો આવે છે; મારી નિદ્ર નાશ પામી છે; મારું જીવન શૂન્યતામાં સરી જાય છે. સ્વામી ઈશ્વર તમારા પ્રાણની રક્ષા કરો!

રમાકાન્ત : પ્રાણની રક્ષા? ગીતા! પ્રાણ નીડર છે; અક્ષય, અજ છે; એ દુઃખોથી પર છે; નશ્વરતાથી મુક્ત છે; મૃત્યુનો એ ભય નથી.

ગીતા : હાથ જોડું છું, હૃદયેશ! જરા આરામ લ્યો. સ્વાસ્થ્ય માં નિદ્રા કેટલી જરૂરી છે? આવા વિચારો કરી તમે શરીરની પાયમાલી કરી છે.

રમાકાન્ત : નિદ્રા! વિરામ! એ આ જીવનમાં હવે નહિ મળે. ગીતા હવે મૃત્યુ જ અનંત નિદ્રા આપશે.

[સ્નેહલતા અને દીનબંધુ આવે છે; બંનેના મોં ઉપર ગ્લાનિ છે; આંખોમાં ઊંડી વ્યગ્રતા છે; સ્નેહલતા રમાકાન્તના ઓશી પાસે બેસે છે; માથા પર હસ્ત મૂકે છે; વિખરાએલી લટો અતિશ મૃદુતાથી સમી કરે છે; એના સ્નેહાર્દ્ર, સુકોમળ હસ્તસ્પર્શ રમાકાન્તની આંખોમાં આછાં સ્મિત ફરકે છે; દેહમાં એ અજબ પ્રકારની ચેતનાનો સંચાર થાય છે.]

સ્નેહલતા : રમાકાન્તભાઈ ! હું આવી.

રમાકાન્ત : કોણ સ્નેહલતા ? બેન, મારી આશા, મારી ભાવના, તું આવી? બેન, તારી મીઠી નજરનાં અમી, તારો સુકોમળ સ્પર્શ મારા દેહમાં અદ્ભુત ચેતના ભરે છે. તારો હસ્ત કેટલો માદક છે, લતા ! (સ્નેહલતાનો હાથ પકડી છાતી પર દબાવે છે.)

દીનબંધુ : હું પણ આવ્યો છું, રમાકાન્ત!

રમાકાન્ત : ભલે આવ્યો ભાઈ ! હું તને નથી ભૂલ્યો. આવી ઉગ્ર મનોવ્યથામાં, આવી ભયંકર બીમારીમાં તારી સ્મૃતિ, તારો સ્નેહ મને હૈયાધારણ આપે છે. આવ, ભાઈ ! મારી પાસે બેસ. મને તારી આંખનાં છેલ્લાં પ્રેમામૃત ધરાઈને પી લેવા દે.

ગીતા : દીનબંધુ ! ડૉકટરે દર્દી સાથે વાતો કરવાની સાફ ના પાડી છે. સ્નેહલતા! તું પલંગ પરથી જરા નીચે બેસ. એમના માથા પર શા માટે ઝૂમી રહી છે? (ગીતા એક ઉપેક્ષાભરી દષ્ટિએ સ્નેહલતાને પગથી માથા સુધી નિહાળી લે છે; દ્વેષની જ્વાળામાં એનો આખો દેહ સળગી ઊઠે છે; ઊંડાં મૂળ નાખી બેઠેલું અવિશ્વાસનું વિષવૃક્ષ પતિની બીમારીમાંય પ્રતિકૂલતા પ્રેરે છે. સ્વભાવ કદી બદલાવા સરજાયો નથી.)

રમાકાન્ત : ગીતા ! ગીતા ! તું આ શું બકે છે? જેના શબ્દોમાં સ્નેહ છે; જેના દર્શનમાં દિવ્યતા છે; જેના સ્પર્શમાં શુચિતા છે; એને માટે આવો વિકૃત ભાવ! લતા, લતા, તું ગીતાને એના આ અસભ્ય વર્તનની ક્ષમા આપજે બેન!

સ્નેહલતા : નહિ, ક્ષમા તો એ આપે તો ખરું! મેં એમને દુઃખી કર્યાં છે. મેં એમના જીવનમાં ઝેર રેડયું છે.

ગીતા : મેં તને ક્ષમા આપી સ્નેહલતા! આજે હું મારાં જીવનભરનાં પાપોનું પ્રાયશ્ચિત કરીશ. જે મૃદુતા, જે સુવાસ હું આજે

તારામાં પામી છું, એનો મને સ્વપ્ને ખ્યાલ ન હતો. લતા! આપણે બંને એક જ વાટિકાનાં ફૂલડાં! છતાં જે સુવાસ તારામાં છે તે મારામાં નથી! મારૂં નારીત્વ આજસુધી મારી સંકુચિતતા નીચે દબાઇ રહ્યું હતું. દ્વેષ, છદ્મ અને કુટિલતાએ મારા સ્ત્રીહૃદયને પાષાણ જેવું જડ, કટુ અને કઠોર બનાવી દીધું હતું, એમાં તેં આજે મૃદુતાનો સંચાર કીધો છે. બેન! તારી સુવાસ મારી પાસે હોત તો મેં આજે એમને આ દશામાં ન જોયા હોત! મેં તો જીવનની ધન્યતા હાથે કરી ગુમાવી છે.

સ્નેહલતા : ભાભી! ભાભી! એમ છેક નિરાશ ન થાવ. પરમાત્મા તમારા સોહાગની રક્ષા કરશે.

ગીતા : લતા! લતા!

સ્નેહલતા : ભાભી! (સ્નેહલતાના ખોળામાં ગીતા માથું ઢાળી દે છે; દુઃખમાં માનવીના કલહ શમે છે; અને સમભાવ પ્રગટે છે; વહેમના વિષઉતાર સહૃદયતા અને સ્વાર્પણમાં જ શકય છે.)

રમાકાન્ત : દીનબંધુ!

દીનબંધુ : શું છે ભાઇ!

રમાકાન્ત : મને દૂર દૂર ક્ષિતિજમાં ય આશાનું કિરણ દેખાતું નથી. દીનબંધુ! જીવનદીપ ક્ષીણ થતો જાય છે, એમાં હવે મને લેશ શંકા નથી.

દીનબંધુ : એવાં અમંગળ ઉચ્ચારણો ન કર. રમાકાન્ત! જરા આરામ લે. એ તો કેવળ ભ્રમણા છે.

રમાકાન્ત : આરામનો આભાસ સુધ્ધાં થતો નથી. દીનબંધુ! આવ, આવ, મારી પાસે બેસ. (પથારી નીચેથી એક કાગળ કાઢે છે.)

જો, મેં મારી મિલ્કત, મારી સકલ સંપદા, મારી પૂંજી જે કહો તે! એનું આ 'વીલ' તૈયાર કરાવ્યું છે. હું તને એ વીલ પૂર્ણ વિશ્વાસથી સોંપું છું. એમાં લખ્યા પ્રમાણે મારી સંપત્તિનો તું સમાજનાં પીડિતો અને નિરાશ્રિતોની સેવામાં ઉપયોગ કરજે.

દીનબંધુ : રમાકાન્ત! આત્મોત્સર્ગની ઉત્તીર્ણ કક્ષાએ પહોંચેલા ઓ ભારતવાસી! તેં જીવન કૃતાર્થ કીધું છે. આર્યાવર્તની સ્વાતંત્ર્ય કૂચને તેં નૂતન વેગ આપ્યો છે. સમાજને તેં જીરવી જાણ્યો છે; રમાકાન્ત! તારી આ અમૂલ્ય 'આહુતિ' કદી નિષ્ફળ જવા સરજાઇ નથી. વિજયદેવી તને વરી છે. તેં રૂઢિનાં બંધન તોડ્યાં છે; કુળપૂજકોને તેં પરાજય આપ્યો છે.

રમાકાન્ત : દીનુ! જે મારૂં છે, એ સૌ ગીતાનું છે. એ તને સ્વેચ્છાએ બધું અર્પણ કરે છે. કેમ ગીતા!

ગીતા : હા, સ્વામીનાથ.

રમાકાન્ત : ગીતા મારી અંતિમ મહેચ્છામાં કદી વિક્ષેપ ન નાખે! મારી સંપત્તિ જગતનાં ભૂખ્યાં, નિરાશ્રિત અને ત્યજાએલાં રાંક સ્ત્રીપુરુષોના ઉદ્ધાર માટે ખરચાય એ જોતાં મારો આત્મા કેટલી શાંતિ અનુભવશે? એ પુણ્યકાર્ય માટે આ ગામમાં એક સેવાશ્રમની સ્થાપના થાય એવી મારી પ્રબળ આકાંક્ષા છે. દીનબંધુ! એમાં ગૌરી અને જગુ જેવાં ભૂખ્યાંને સ્થાન મળે! એમના જેવાં પીડિતોને સેવાવ્રતની શિક્ષા મળે! સમાજમાં પાંગરી રહેલી પાપની વેલીનો વિચ્છેદ થાય! વિશ્વવાટિકામાં માનવતાનાં મુકુરો ખીલે! અધોગતિની ખીણમાં સડતા લાખો જીવોની મુક્તિનાં દ્વાર ખુલ્લાં થાય! એમાં જ સાચો ધર્મ છે; એમાં જ સમાજનું કલ્યાણ છે. લતા!

આવ, બેન! મને તારી મોટી આશા છે. સેવાનાં મહામૂલાં વ્રત તું કદી ન ભૂલીશ. તારો કર્તવ્યપંથ ન્યારો છે; ગીતા જેવા લાખો નિસ્તેજ સ્ત્રીદીપમાં તું નૂતન પ્રકાશનો સંચાર કરજે. નર્કની યાતના ભોગવી રહેલા નારીદેહની નૂતન સંસ્કારોથી સજાવટ કરજે. રૂઢિના કાદવમાં ખૂપી ગએલાં લાખો દંપતિના સંસારની તું સંજીવની હો! લતા! એમાંજ તારો સ્ત્રીધર્મ છે. એજ તારૂં કર્તવ્ય છે. લતા! આહ! આહ! દીનબંધુ! વિદાયવંદન!

(પ્રાણી વેદના વધી જાય છે; કંઠ રૂંધાય છે; આત્મદીપ ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે.)

દીનબંધુ: રમાકાન્ત! ઓ રમાકાન્ત! તારા વિના મને માર્ગ નહિ સૂઝે! મારૂં જગત આજે સૂનું થશે.

રમાકાન્ત: દીનબંધુ! ઓ! ઓ! આજે હું અનંતધામની યાત્રાનાં પગરણ માંડી ચૂક્યો! ગીતા! ઓ ગીતા! મેં તને આજે મુક્તિ આપી. તેં ચાહેલી સ્વતંત્રતા મેં તને અર્પણ કરી.

ગીતા: નહિ! નહિ! નાથ મને ક્ષમા આપો. હું કલંકિની છું; આ હૃદયવિદારક પ્રસંગે મારી ક્ષુદ્રતાનું સ્મરણ કરાવી મને દુઃખી ન કરો. સ્વામી! સ્વામી! તમારા ચરણોમાં આજે હું મારાં બધાં પાપોનું પ્રાયશ્ચિત કરૂં છું (રમાકાન્તના ચરણોનો સ્પર્શ કરે છે.)

રમાકાન્ત: સંતોષ! ગીતા! તેં મારી અંતિમ પળો ઉજાળી. આહ! આહ! લતા! ઓ લતા! (લતાના માથા પર હાથ મૂકે છે.) હું તને આશિષ આપું છું. તારા પુણ્યની પાંખડી પાંગરજો! તારાં શીલ, તારાં સૌજન્ય સદાય શુદ્ધ રહો! ઓ! ઓ! (આંખો ખેંચાય છે; ડોકું ઢળાવે આંચકો ખાઇ ઢળી પડે છે.)

ગીતા : પ્રાણેશ ! ઓ ! હાય !

[ રમાકાન્તનો આત્મદીપ બુઝાઇ જાય છે; સર્વત્ર શોકની છાયા પ્રસરે છે; કાળના ઓળા ઊતરી પડે છે; રમાકાન્તનું પ્રાણપંખેરૂ વિષમ અસ્થિપિંજરનાં બંધન ફગાવી આનંત્યમાં લય પામે છે. ગીતા જડવત્ રમાકાન્તના શબ પર ઢળી પડે છે; એનાં ડૂસકાં અને આક્રંદ ઓરડાના વાતાવરણમાં કરુણતા ભરી દે છે; દીનબંધુ અને સ્નેહલતાના મુખ ઉપર દુઃખ અને વિષાદની કાલિમા છવાઇ જાય છે; આંખમાંથી અશ્રુધારા વહેવા લાગે છે; કાળઝંઝાનિલની ઝપટે ચઢેલી રમાકાન્તની જીવનનાવડી જ્યોતિધામના પુણ્યપ્રવાસે પગલાં માંડે છે. ]

દીનબંધુ : જગની જંજાળોનાં વિષમ જાળાં તૂટી ગયાં; ભાવનાનાં બીજ આજે અંકુરિત થયાં; એક આહુતિએ કોટિ કાયરોનાં જીવનમાં ચેતનાની ચિનગારીનાં તેજ પ્રગટાવ્યાં; આહ ! એણે પથ્થરોમાં પ્રાણ ફૂંક્યા !

યવનિકા.



## હવે પછી

આરતી (નવલિકા સંગ્રહ)

વાસરિકા (કાવ્ય સંગ્રહ)

ઝંખના (નાટિકા)

મનોમૂર્તિ (નવલકથા)




